# सावित्रीचरित्र नाटक

शीघ्रकवि शंकरलाल माहेश्वरे

સંસ્કૃતમાં રચેલું



તે ઉપરથી

ભાષાંતર કરી પ્રસિદ્ધ કરનાર

**વિશ્વનાથ વિઠલજી વૈદ્ય,**

તથા

**કેશવલાલ હરિરામ ભટ્ટ.**

**મુંબઈ,**

ઓરિયન્ટલ છાપખાનામાં છાપ્યું.

સંવત્ ૧૯૩૮ કાર્તિક શુદિ ૧ સોમવાર, સન ૧૮૮૧.

મૂલ્ય ૧ રૂપિયો.



સ્વસ્થાન મોરબીના સ્વર્ગવાસી

**महाराज श्री ७ रवाजीराज.**

# अर्पणपत्र.

## ગોબ્રાહ્મણ પ્રતિપાળક ધર્મધુરંધર અન્નદાતા

### બાઈ શ્રી ૭ મોંઘીબા.

આપની સેવામાં વિનંતિ કરવાની એ છે કે સર્વ દાનમાં વિદ્યાદાન ઉત્તમ છે, ને વિદ્યાદાનમાં પણ દેવભાષાની એટલે સંસ્કૃત ભાષાની વિદ્યાનું દાન ઉત્તમ છે. તે વિદ્યાનું સદાવ્રત આપે આપના કૈલાસવાસી પ્રાણનાથ ઠાકોરશ્રી રવાજીરાજ પછવાડે તેમનું પવિત્ર નામ અજર અને અમર રેહેવાસારૂ રવાજીરાજ પાઠશાળા સ્થાપીને આજે ઘણાં વર્ષ થયાં આપવા માંડ્યું છે. અમે બેજણ આપની તેજ પાઠશાળાના વિદ્યાર્થી છિયે ને તેજ પાઠશાળામાંથી સંસ્કૃતવિદ્યાનું જ્ઞાન મેળવી આપના આભારી થયા છિયે. અમારી ઉપર આપનો આ ઉત્તમ વિદ્યા બક્ષીશ કરવાનો જે આભાર થયો છે તેનો બદલો અમારાથી કદી પણ વળી શકે તેવી અમારી શક્તિ નથી. તેવિષે તો અમે ઈશ્વરની પ્રાર્થના કરિયે છિયે કે તે આપની અને આપના પવિત્ર પરિવારની ચડતી આબાદી કરો. (તથાસ્તુ.) પણ આપની સ્થાપેલ રવાજીરાજ પાઠશાળાના શાસ્ત્રી અમારા સદ્ગુરૂ શીઘ્રકવિ, શંકરલાલ માહેશ્વરે આપનીજ આજ્ઞાથી સંસ્કૃત

ભાષામાં રચેલ સાવિત્રીનાટકનું ગુજરાતી ભાષાંતર કરી આ નાનાં પુસ્તક સાથે આપ માયાળુ માવતરનું પવિત્ર નામ જોડી રાખી કૃતાર્થ થવા ઇચ્છા રાખિયે છિયે, કારણ કે આ નાટકમાં પતિવ્રતાના ધર્મનું આબેહુબ ચિત્ર છે, તેમ દરેક કુલીન સ્રિયોયે પોતાના પતિપ્રત્યે કેવો પ્રેમ રાખવો ઇત્યાદિ સદ્બોધ પણ આમાં સારી રીતે જણાવ્યો છે. ઘણુંકરી આ નાટક કુલીન પતિવ્રતા સ્રિયોયે વારંવાર વાંચવાલાયક છે ને આપ તેવાં પુસ્તકોમાં ઘણીજ પ્રીતિ ધરાવો છો, વળી ઇશ્વરકૃપાથી આ નાટકમાં લખેલ સદ્ગુણો આપમાં રહ્યા છે માટે આ પુસ્તકને અર્પણ કરવાનું પાત્ર આપ છો એમ વિચારી આપને અર્પણ કરિયે છિયે. અમને પૂર્ણ આશા છે કે આ અર્પણ સંબંધી નાનીસરખી અમારી વિનંતિ માન્ય રાખશો.

લિ૦ આપના આભારી,

વૈદ્ય વિશ્વનાથ વિઠ્ઠલજી, તથા

ભટ્ટ કેશવલાલ હરિરામ,

મોરબીની શ્રીરવાજીરાજ પાઠશાળાના મુખ્ય વિદ્યાર્થી.

# प्रस्तावना.

...श्नानेकमर्थमप्यक्षरं लिखितुं जनः

शक्तस्तामीश करुणामनुक्षण मुपाश्रये

વાંચનારાં સુજ્ઞ બેહેનો અને ગુણજ્ઞ બંધુઓ ! આ નાનુંસરખું પુસ્તક આપની સેવામાં મૂકતાં તે કેવાં કારણથી થયું છે, કેની પ્રેરણાથી થયું છે, અને કેણે કરેલ છે, એઆદિ વૃત્તાંત આપને જણાવિયે છિયે.

સ્વસ્થાન મોરબીના કૈલાસવાસી મહારાજા ઠાકોરશ્રી ૭ રવાજી, કે જે રાજરત્નનો જન્મમહોત્સવ સંવત ૧૮૮૪ ના શ્રાવણ શુક્લ ૮ બુધવારને દિવસે થયો હતો; જેના જન્મથીજ પ્રતિદિન તે રાજ્યની ચડતી આબાદી થવા લાગી હતી; જેણે કુમાર અવસ્થાથીજ વિવેક, વિનય વિગેરે સદ્‌ગુણોથી માતાપિતા, સગાંસંબંધી અને પોતાના દેશની પ્રજાને અનુપમ આનંદમાં મગ્ન કરી હતી; જેણે પોતાની ૧૬ વર્ષની અવસ્થા થઈ તેટલામાં પોતાના પવિત્ર પિતાજીનાં પ્રયત્નોથી અને પોતાની સ્વાભાવિક સંસ્કારવતી બુદ્ધિથી ઉતમ વિદ્યાભ્યાસ કરી સર્વનું મન રંજન કર્યું હતું; જેનો પ્રથમ વિવાહ સંવત્ ૧૯૦૦ માં થયો હતો; જેના પ્રતાપી પિતાજી ઠાકોરશ્રી પ્રથિરાજજીએ જો કે જુવાન અવસ્થામાંજ કૈલાસવાસ કર્યો હતો તોપણ જેની પ્રજા રંજન કરવાની શકિત, જેનું ગુણવાનપણું અને જેનું ગુણજ્ઞપણું જોઈ પોતાની પ્રિયપ્રજાનાં પાલન, લાલન અને પોષણવિષે નિશ્ચિંત થઈ તેઓ કૈલાસવાસી થયા હતા;*

---

* સંવત્ ૧૯૩૨ ના પોષ શુદિ ૨.

ત્યારપછી જેણે પોતાના પવિત્ર પિતાજીના વિયોગથી પીડાતી પ્રજાની આશ્વાસના કરવી તે મારોજ ધર્મ છે એમ વિચારી સંવત્ ૧૯૦૨ ના પોષ શુદી ૧૩ ને દિવસે પોતાનાં કુળપરંપરાનાં રાજ્યસિંહાસનઉપર બીરાજી પોતાની પ્રજાના મનમાંથી પવિત્ર પિતાના વિયોગદુઃખનું વિસ્મરણ કરાવ્યું હતું, એટલુંજ નહિ પણ દિનપરદિન પોતાની પ્રજાના સુખમાં વધારો થવાને જેવાં જોઈએ તેવાં પ્રયત્નો કરવામાં કમ્મર કશી હતી; જેણે પોતાની રાજધાનીમાં તથા પોતાના દેશમાં વિદ્યાભ્યાસ વધવાનાં, રોગો મટવાનાં અને વ્યાપારની ચડતી થવાનાં સાધનો કરવામાં કાંઈજ કસુર રાખી ન હતી; સંવત્ ૧૯૧૪ ના વૈશાખ માસમાં જેનું મન કુમારશ્રીના એટલે હાલના ગાદીપતિ ઠાકોરશ્રી વાઘજીના જન્મથી અતુલ આનંદનું અનુભવિ થયું હતું; જેની દયાળુતા, જેનો વિવેક, જેનો વિનય, અને જેની ભાષણશક્તિ સર્વ લોકનાં મનનું રંજન કરતી હતી; જે વખતે રાજાઓ પોતાના દેશનો સીમાડો છોડી એક પણ પગલું ભરવું તે ભય ભરેલું ગણતા, તે વખતમાં જેણે પ્રથમ મોટા ઉત્સાહથી મુંબઈની મુસાફરી કરી બીજા રાજાઓને મુસાફરીમાં ઉત્સાહ કરાવ્યો હતો; જેણે પ્રભાસપાટણ, રેવાજી, બહુચરાજી, અંબાજી અને ગોદાવરી વિગેરે પવિત્ર તીર્થાટણો કરી પોતાનો આત્મા કૃતાર્થ કર્યો હતો; જેણે પોતાના પૂર્વજોનાં પવિત્ર ચરિત્રોને અમર કરવા શીઘ્રકવિ શંકરલાલ માહેશ્વર પાસે દેવભાષામાં પોતાની વંશાવળીનું મોટું પુસ્તક રચાવ્યું હતું; એટલુંજ નહિ પણ રાજધર્મ, પુરૂષધર્મ, અને સ્ત્રીધર્મવિષે ગ્રંથો બાંધવાને તેજ કવિને હુકમ કર્યો હતો, પરંતુ 'विघ्नशतसंकुलाएवशुभारंभाः' (સારા આરંભો સેંકડો વિઘ્નોથી વ્યાકુલ હોય છે) એ વાક્યપ્રમાણે

સંવત્ ૧૯૨૯ ના માઘમાસની દુઃખદ ષષ્ઠીને દિવસે મધ્યાન્હ સમયે, પોતાના પ્રાણતુલ્ય બે કુમાર અને બે કુમારીઉપર બાંધેલી પોતાની વાલપને વિસારીને, પોતાની માન્ય માતાઓ તરફ પોતે રાખેલી ભક્તિને ભુલી જઈને, પોતાની પવિત્ર પતિવ્રતા પ્રાણપ્રિયાઓ તરફ પોતે બાંધેલ પ્રેમને સંકેલીને, ભક્તિવાન્ ભાયાતોની ભક્તિને, પવિત્ર મિત્રોની મિત્રાઈને અને પોતે પુત્રતુલ્ય પ્રેમથી પાળેલી પ્રજાની પ્રીતિને છેલ્લા પ્રણામ કરીને, પોતાના અનુપમ ઉત્તમ ગુણોને માત્ર સાથે લેઈ અકસ્માત્ કૈલાસવાસ કરવા જેણે આ દુનિયાંમાંથી પ્રયાણ કરી, માત્ર મોરબી અને મચ્છુકાંઠાની રૈયતનેજ નહિ પણ કાઠિયાવાડ, ગુજરાત અને મુંબઈના વિવેકી વિદ્વાનોને, સત્કવિયોને અને ગુણજ્ઞ ગૃહસ્થોને ઉદાસીના સમુદ્રમાં ઉતારેલ છે; જેના ઉત્તમ ગુણોવિષે અનુભવિ કોઈપણ મનુષ્ય અજાણ્યું નથી; અને જેને એક વખત પણ જે માણસ મળ્યું હશે તેની આંખમાંથી આજસુધી પણ એમના ગુણ સંભારતાં અશ્રુની ધારા પડ્યાવિના રેહેતી નહિ હોય; તે મહારાજા ઠાકોરશ્રી રવાજીનાં માત્ર નામથીજ નહિ પણ દયા, ઔદાર્ય, ડહાપણ, વિદ્યા, વિનય, વિવેક, સુશીલતા, સરલતા અને સુજનતા આદિ સદ્ગુણોથી પણ ખરેખર અર્ધાંગરૂપ બાઈશ્રી માજીરાજબા અથવા મોંઘીબા, કે જે પોતાની નિષ્કપટ ભક્તિથી, પવિત્ર પ્રેમથી, અનુપમ ગુણોથી ઠાકોરશ્રી રવાજીના અપ્રતિમ પ્રેમનું, અપાર કૃપાનું અને પૂર્ણ વિશ્વાસનું પાત્ર ગણાયેલ છે; જેણે આ રાજ્યમાં* આવી અહીંની સર્વ પ્રજાને પોતાના પ્રાણનાથ તરફથી ઘણીવાર ઘણા લાભો અપાવ્યા છે; જેણે આ રાજ્યમાં*પોતાનાં પવિત્ર પગલાં ધરાવતાંજ

---

* સ્વસ્થાન મોરબી.

અનેક લોકોપયોગી કામ કરવામાં ઉત્સાહના જુસ્સાથી કમ્મર કશી છે. વિદ્યમાન્ મહારાજા ઠાકોરશ્રી વાઘજી, કે જેની ઉતમ રાજનીતિની નિપૂણતા, જેની અનુપમ ઉત્સાહશક્તિ, જેની અપ્રતિમ ક્ષમા અને જેના બીજા પણ કેટલાક ઉત્તમ ગુણોવિષે કોઈ અજાણ્યું નથી; જેણે પોતાની યુવાવસ્થા છતાં રાજ્ય કારભારનો અપાર ભાર પોતાના ભુજઉપર લઈ પોતાની નીતિથી, પ્રજાતરફ પ્રીતિથી અને મનવચનકર્મથી પ્રજાને રંજન કરવાની રીતિવડે પ્રજાના મનમાંથી પોતાના કૈલાસવાસી પવિત્ર પિતાના ઉતમ ગુણોનું અને અસહ્ય વિયોગના દુઃખનું વિસ્મરણ કરાવ્યુંછે; તે એક પુત્રરત્ન, અને વિદ્યા, વિવેક, વિનય, આદિ અનેક ગુણસંપન્ન કુમારશ્રી હરભમજીરૂપ બીજાં પુત્રરત્નને જન્મ આપવાથો ઉતમોત્તમ માન ભરેલું 'રાજ્યમાતા' અથવા 'કુમારમાતા' એવું પોતાને વિશેષણ મળ્યાં છતાં મનમાં લેશપણ ગર્વ ન લાવતાં, પતિપ્રેમના મદને આધીન ન થતાં અને રાજ્યસુખના નિશાને નેત્રમાં ન લાવતાં જેણે વારંવાર પોતાની પ્રજાની સંભાળ, દયા, ઔદાર્ય અને સ્નેહ ભરેલી નજરે લીધેલ છે; એટલુંજ નહિ પણ પોતાના પ્રાણનાથનો કૈલાસવાસ થયા પછી તે પોતાના પ્રાણતુલ્ય પુત્ર ઠાકોરશ્રી વાઘજી રાજ્યના ભારને ઉપાડવાલાયક થયા ત્યાંસુધી પોતાની પ્રજાનું પાલન, લાલન ને પોષણ કરી મહામાયાળુ મહારાજ ઠાકોરશ્રી રવાજીનું અર્ધ અંગ જાગે પોતારૂપે આબાદ રહ્યુંછે એમ જેણે સિદ્ધ કરી આપેલ છે; તે બાઈશ્રીયે પોતાના પ્રાણનાથની આજ્ઞાપ્રમાણે કેટલાંક દાનપુણ્ય વિગેરે લોકોપયોગી ઉતમ કૃત્યો કરી એમનું પવિત્ર નામ અજર અને અમર કરવામાં કોઈપણ પ્રકારમાં કસુર રાખી નથી, તેમ છતાં બાઈશ્રીનું મન તેવાં કૃ-

ત્યોથી અતૃપ્ત જેવું રેહેતું ને રહે છે. કુલીન સ્ત્રિયોને પોતાના પતિની નામનાનેમાટે સત્કૃત્યો કરતાં મન તૃપ્ત થતુંજ નથી. બાઈશ્રીનો કોઈપણ એવો વખત નહિ જતો હોય કે જેમાં પોતાના કૈલાસવાસી પતિનું નામ ઘણાકાળ સુધી પ્રખ્યાત કેમ રહે એ વિષેનો વિચાર નહિ આવતો હોય. તેઓ નિરંતર વિચાર કરતાં અને કરે છે, કે "ઠાકોરશ્રીયે કયાં પુણ્યનાં કામ કરવાં બાકી રાખ્યાં છે કે જે કરવાનો હું વિચાર કરૂં, ઠાકોરશ્રીયે કયાં લોકોપયોગિ કામ વિસારી મૂક્યાં છે કે જેને હું યાદ રાખવા નિશ્ચય કરૂં અને ઠાકોરશ્રીયે કયાં કેળવણીનાં કામને ઉત્તેજન નથી આપ્યું કે જેને ઉત્તેજન આપવા હું તત્પર થાઉ? હું જયાં જયાં નજર કરૂં છું ત્યાં ત્યાં ઠાકોરશ્રી તરફથી અવશ્ય કર્તવ્ય પવિત્ર કાર્યોનો આરંભ થઈ ચૂકો છે, ઠાકોરશ્રીના બાંધેલા ધર્મના ધુરંધર ધોરી રસ્તાઓ નિર્વિઘ્ન ચાલ્યા કરે છે અને ઠાકોરશ્રીના રચેલ પુણ્યના પવિત્ર પિયાવાથી લોકો નિરાશ થઈ પાછાં ન ફરતાં પોતાની તરસ સારી રીતે શમાવે છે; તોપણ મારો ધર્મ છે કે યાવજ્જીવિત મારે એમનું પવિત્ર નામ અમર રેહેવા પ્રયત્ન કર્યા કરવાં." આ વિચારમાં ઈશ્વર પ્રેરણાથી ઠાકોરશ્રીયે કહેલી વાતનું સ્મરણ આવ્યું. ઠાકોરશ્રીયે ઘણી વખત એમની પાસે પોતાનો અભિપ્રાય જણાવેલ કે "ઉતમમાં ઉત્તમ મહાદાન ત્રણ છે; એક પૃથ્વીદાન, બીજું અન્ન દાન અને ત્રીજું વિદ્યાદાન. તેમાં પણ પૃથ્વીને કોઈ લઈ શકે છે, અન્ન દુષ્કાળમાં નિપજતું નથી, પણ વિદ્યાને નથી ચોરનો ભય, નથી રાજાનો ભય, નથી ભાયાભાગનો ભય કે નથી ઓછું થવાનો ભય. આવું ઉત્તમોત્તમ વિદ્યાદાન મેલીને બીજું કયું દાન કરવું ઉચિત છે! કોઈ નહિ. વિદ્યા ઘણી ભાષામાં હોય છે પણ બીજી સર્વ ભાષાની

વિદ્યાઓને આ સમયે સારો આશ્રય છે; પણ જે ભાષા અસલ આપણા આર્યાવર્ત્તનીજ છે, જે ભાષામાં કરોડો ગ્રંથો લખાણા છે અને જે ભાષા સર્વ ભાષાની જનેતારૂપ ગણાય છે, તે આપણી દેવભાષા છેક નિર્બળ સ્થિતિમાં આવી પડી છે. જો કે શાણી સરકાર તરફથી તે ભાષાને માટે પ્રયત્ન શરૂ થયાં છે અને આશા છે કે શાણી સરકાર તે ભાષાને પરિપૂર્ણ પોષણ આપી પુષ્ટ કરશેજ, તોપણ આપણી પ્રત્યેક આર્યધર્મ ધરનારની ફરજ છે કે તે ભાષાને ઉત્તેજન આપવું જોઈએ; માટે આપણા ગામમાં દેવભાષાની પાઠશાળા અવશ્ય સ્થાપવાની છે." આ ઉત્તમ વિચાર ઠાકોરશ્રીને કેટલાંક કારણોથી સિદ્ધ ન થયેલ તે બાઈશ્રીને સ્મરણ આવતાંજ તરત 'રવાજીરાજ પાઠશાળા' એવા નામથી સંસ્કૃત પાઠશાળા સ્થાપી. તેનું અધ્યક્ષપણું મોરબીના રેહેવાશી શીઘ્રકવિ શંકરલાલ માહેશ્વરને સોપ્યું. ઠાકોરશ્રીયે સ્ત્રીધર્મ, પુરૂષધર્મ અને રાજધર્મવિષે ગ્રંથો કરવાનું કહ્યું હતું, તેવિષે કાંઈ બાઇશ્રી અજાણ્યા નહિ હોવાથી તે ગ્રંથો પૂર્ણ કરી પ્રસિદ્ધ કરવા પણ તેજ શીઘ્રકવિને પાઠશાળા સોપવાને સમયે આજ્ઞા કરી હતી. આ આજ્ઞા માથે ચડાવી અમારા સદ્ગુરૂ શંકરલાલ માહેશ્વરે વિચાર્યું, કે "આપણો આજ દેશ એક સમયે વિદ્વદ્રત્નની ખાણરૂપ ગણાતો, આપણો આજ દેશ એક સમયે સત્કવિરત્નનો રત્નાકર ગણાતો, આપણો આજ દેશ એક સમયે સદ્ગુણીનો ભંડાર ગણાતો, આપણો આજ દેશ એક સમયે દેવી સરસ્વતીનું કૃપાપાત્ર ગણાતો, આપણો આજ દેશ એક સમયે મહાલક્ષ્મીના મોટા અનુગ્રહનું પાત્ર ગણાતો, આપણા આજ દેશાની કોટમાં એક સમયે જયલક્ષ્મીની સ્વયંવરમાળા પડી હતી, આપણા આજ દેશમાં

ઉત્તમોત્તમ અલૌકિક પુરૂષરત્નો, સ્ત્રીરત્નો, અને કન્યારત્નો પાકતાં, ટુંકામાં બોલિયે તો આપણો આજ દેશ એક સમયે સર્વ ભૂમંડળનું ભૂષણ ગણાતો તે કોનું અજાણ્યું છે? અસ્તોદયના નિયમપ્રમાણે તેજ દેશનાં દરેક રત્નોનાં દર્શન દુર્લભ થઈ પડ્યાં હતાં, તેજ દેશ દુર્દશાનું, દરિદ્રતાનું અને આલસ્યનું પાત્ર થઈ પડ્યો હતો, તેજ દેશ વિદ્યા વિનય અને વિવેકથી હીન થઈ પડ્યો હતો, અને તેજ દેશ જેવી સારી સ્થિતિમાં હતો તેવીજ નરતી સ્થિતિમાં આવી પડ્યો હતો. વર્તમાનકાળમાં તેજ દેશની પ્રજાનાં સારાં ભાગ્યે પ્રતિદિન પ્રવૃદ્ધ પ્રૌઢપ્રતાપવતી મહારાણી શ્રીવિક્ટોરિયાની પવિત્ર રાજ્યસત્તાથી દરેક રાજધાનિયોમાં, દરેક શેહેરોમાં, દરેક પરગણામાં, અને દરેક ગામડામાં, વિદ્યાલયો, પુસ્તકાલયો, સંસ્કૃત પાઠશાળાઓ, સ્ત્રીશાળાઓ, અને કન્યાશાળાઓ સ્થપાઈ છે, સ્થપાય છે અને સ્થપાવાનાં પ્રયત્નો ચાલે છે. ઠેકાણે ઠેકાણે ગુજરાતી ભાષાના, અંગ્રેજી ભાષાના અને દેવભાષાના અભ્યાસ કરતાં બાળકો જોઈને નેત્રને આનંદ ઉપજે છે; કુલીન કન્યાઓ ઉત્સાહથી નિશાળે જતી જોવામાં આવે છે; કેટલીક પવિત્ર બેહેનો પોતાની નાની બેહેનોને ભણાવતી જોવામાં આવે છે; કેટલીક માયાળુ માતાઓ પોતાનાં નાના બાળકોને ભણાવતી જોવામાં આવે છે; એટલુંજ નહિ પણ કેટલીક બેનો તો મોટા શેહેરોમાં નિશાળોનું શીક્ષકપણું ધરાવતી જોવામાં આવે છે અને કોઈ કોઈ સ્થળે તો સંસ્કૃતનો અભ્યાસ કરતી તથા કરવાની ઈચ્છા રાખતી બેહેનો પણ જોવામાં આવે છે. આ શું ઓછા ઉદયનું કારણ છે, આ શું ઓછા આનંદનું કારણ છે અને આ શું ઓછી ઈશ્વરદયાની નિશાની છે? આ ઉપરથી સારી રીતે આશા રાખવામાં આવે છે કે આપણો આ દેશ પાછો પોતાની

પ્રથમની ઉત્તમ સ્થિતિને પ્રાપ્ત થશે.* (તથાસ્તુ.) આવી રીતે જ્યારે સ્ત્રિયોમાં અને પુરૂષોમાં દિનપરદિન સારી રીતે વિદ્યાનો ઉદય થવા લાગ્યો છે, જ્યારે જૂદી જૂદી ભાષાઓમાં સ્ત્રિયોની અને પુરૂષોની મનોવૃત્તિ લોભાવા લાગી છે અને જ્યારે ઉત્તમ કેળવણીથી કેળવાયેલી સ્ત્રિયોની અને પુરૂષોની ભક્તિ ભરેલ માંન ભરેલ અને પ્રેમભરેલ નજર સંસ્કૃતભાષાઉપર પડવા લાગી છે, ત્યારે આશા રાખવામાં આવે છે કે થોડા સમય પછી સ્ત્રિયો અને પુરૂષો સર્વ સંસ્કૃતભાષાનો અભ્યાસ કરવામાં ઉત્સાહથી આગળ પડશેજ. જો આ આશા પરમ કૃપાળુ પરમેશ્વર સફળ કરે તો પુરૂષોને ભણવા માટે તો સંસ્કૃત કાવ્યો, કથાઓ, ચંપૂઓ, અને નાટકો અનેક છે, પણ પવિત્ર બેહેનોને, પ્રિયપુત્રિયોને અને માયાળુ માતાઓને સંભળાવતાં, વંચાવતાં અને ભણાવતાં, જરા પણ અંચકાવું ન પડે તેવાં કાવ્યોની, તેવી કથાઓની, અને તેવાં નાટકોની ઘણીજ થોડી સંખ્યા હશે. આ સમયે પ્રથમ તેવા ગ્રંથોની જરૂર છે માટે જેને આદિથી અંતસુધી ભણાવતાં, સંભળાવતાં અને વંચાવતાં કોઈ પ્રકારે અંચકાવું ન પડે, જેમાં આદિથી અંતસુધી કુલીન પતિવ્રતા સ્ત્રિયોનોજ ધર્મ સમાવેસ હોય અને જે આદિથી અંતસુધી સદ્બોધથી ભરપૂર હોય, તેવું કાવ્ય, તેવી કથા અને તેવું નાટક યથાશક્તિ રચી, પરમ દયાળુ બાઈશ્રી મોંઘીબાનું તથા તેમના કૈલાસવાસી પ્રાણનાથ ઠાકોરશ્રી સ્વાજીમહારાજનું પવિત્ર નામ તે સાથે જોડી રાખું, જે તે બાઈશ્રીનું તથા મહારાજાનું પવિત્ર નામ

---

* અંતરના ખરા સદ્ગુણોની અને ખરા ધર્મની તથા ખરાં કર્ત્ત-પની આવશ્યકતા પરિપૂર્ણ રીતે સમજાય, એ પણ ઉત્તમ સ્થિતિને ઉપે-જન આપનારૂં છે.

કલ્પપર્યંત અજર અને અમર રહે અને તે દયાળુ દંપતીના અ-પાર આભારના ભારથી નમી રહેલ મારૂં હૃદય કૃતાર્થ થાય." આ વિચારને અનુસરી અમારા સદ્ગુરૂયે એક કાવ્ય, એક કથા અને એક નાટક દેવભાષામાં તૈયાર કરી રાખેલ છે, પરંતુ 'સારા કામમાં સો વિઘ્ન' એ કેહેવતંપ્રમાણે તે પ્રસિદ્ધ કરવાનો સમય આવ્યો નહિ. ઈશ્વરકૃપાથી વળી તેવો પણ સમય આવશે કે તે ગ્રંથો સાથે માયાળુ મહારાજનું ચિત્તાકર્ષક ચિત્ર અને પવિત્ર નામ જોઈ આપણે આનંદ પામશું.

રવાજી રાજ પાઠશાળાનું સ્થાપન થયું તે વખતના પ્રથમ વર્ગ-ના વિદ્યાર્થી અમે બે છિયે. ઉદાર અંતઃકરણવાળાં બાઈશ્રી મોંઘી-બાના ઉપકારથી અને દયાળુ સદ્ગુરૂની દયાથી વિદ્યાભ્યાસ પૂર્ણ કરી પાઠશાળાથી જૂદા પડવા વખતે બાઈશ્રીના અપાર ઉપકાર સંભારી તેના અનૃણી થવા આ સાવિત્રીનાટક કે જે અમારા ગુ-રૂશ્રીયે રચેલ પાર્વતીપરિણય નામના મહાનાટકનું ગર્ભનાટક છે તેનું ગુજરાતી ભાષામાં ભાષાંતર કરી તે બાઈશ્રીને અર્પણ કર્યું છે. શબ્દેશબ્દનું ભાષાંતર છે, પરંતુ કોઈસ્થળે તે નિયમને અનુસરવામાં આગ્રહ નથી રાખ્યો. આ નાટક ગુજરાતીમાં તૈયાર થયે પણ બેત્રણ વર્ષ થઈ ગયાં પણ કેટલાંક કારણોથી છપાવવાનું બની શક્યું નહિ. હવે તે સમય આવવાથી છપાવી સર્વની દૃષ્ટિ આગળ મેલ્યું છે. એમાં કદિ કાંઈ દોષ દૃષ્ટિયે પડે તો તે મેલી દઈને હંસ જેમ પાણીને મેલીને દુધજ પીયે છે તેમ સાર માત્ર સમજુ-એ ગ્રહણ કરવો. છપાવતી વખતે પ્રુફ જોવામાં કેટલીક ઉપા-ધિયોથી પૂર્ણ લક્ષ અપાયું નથી. વળી એ તો સર્વ જાણે છે કે જે ગ્રંથ જે ભાષામાં લખાયો હોય તેમાં જે રસ અને જે ચમત્કાર

રહે છે તે રસ અને તે ચમત્કાર ભાષાંતરમાં આવતાંજ નથી. તેની સાથે ભાષાંતર કરવાનું પણ અમારૂં આ પેહેલું પ્રયત્ન છે એટલે સ્થળે સ્થળે ચૂક આવવાનો સંભવ છે. તો પણ સર્વસજ્જ સ્વભાવનાં સુજ્ઞ ભાઈઓ અને સુજ્ઞ બેનો ભૂલચૂકઉપર અને નીરસપણાંઉપર ધ્યાન ન દેતાં પ્રેમપૂર્વક એકાગ્ર ચિત્તથી આદિથી અંતસુધી વાંચી તેનો સાર ગ્રહણ કરવા ચૂકશે નહિ એવી અમે આશા રાખિયે છિયે. આ પુસ્તકઉપર આપેલી છબી મહારાજા ઠાકોરશ્રી રવાજીની છે. તે અહીં દાખલ કરવાનું કારણ એ છે કે આ સ્ત્રીધર્મબોધક ગ્રંથ બાઈશ્રી ૭ મોંઘીબાએ રચાવેલ છે માટે તેના પ્રાણનાથનું પવિત્ર ચિત્રજ આ ગ્રંથઉપર શોભે: વળી ઉપર આવી ગયેલા ગુણોથી તે મહારાજનું સ્મરણ થતાં તેમનું સાક્ષાત્ દર્શન થવા જેવું સુખ સ્નેહિયોના મનમાં તે છબી નિરખવાથી થાય અને જેમ તે મહારાજનું પવિત્ર નામ અને ગુણ આવા ગ્રંથ સાથે જોડાયેલ છે તેમ તે મહારાજાનું ચિત્ર પણ જોડાયેલું હોય તો વાંચનાર કૃતજ્ઞ લોકો ગ્રંથ વાંચવાથી થતા આનંદને લીધે ઉપકાર ભરેલી આંખે તેને નિરખીને સંતોષ પામે; એટલુંજ નહિ પણ 'नसरूपाःपापसमाचाराभवंति ॥ आकृतिगुणान्कथयंति ॥ यत्राकृतिस्तत्रगुणालसंति' ॥ (રૂપવાળાં માણસો પાપી હોતાં નથી, જ્યાં રૂપ હોય છે ત્યાં ગુણ રહે છે, અને રૂપ ગુણોને કહી આપે છે) વિગેરે કેહેવતપ્રમાણે આ મહારાજનું ચિત્ર જોઈ તેમનાં રૂપ ઉપરથીજ એમના સ્વાભાવિક ઉત્તમ ગુણોવિષે અને તેમનાં નિષ્પાપ મનવિષે દૂર દેશના રેહેવાસી અજાણ્યા લોકો પણ નિશ્ચય બાંધી શકે.

છેલ્લા અમારી ઈશ્વર પાસે એજ પ્રાર્થના છે કે આ નાટક વા-

થવાથી પવિત્ર ભાઈઓને અને પવિત્ર બ્હેનોને જે કાંઈ આનંદ થાય, જે કાંઈ બોધ મળે અને જે કાંઈ પોતાના ધર્મમાં પ્રીતિ બંધાય તેથી થતાં પુણ્યનું કલ્યાણ કૈલાસવાસી ઠાકોરશ્રી ૭ રવાજીને મળે અને આવા ઉત્તમ ગ્રંથો રચાવી લોકોપકાર કરનારાં બાઈશ્રી મોંઘીબાની, તેમના પવિત્ર પુત્ર ઠાકોરશ્રી વાઘજીની, કુમારશ્રી હરભમજીની અને ટુંકામાં બાઈશ્રીના સર્વ પરિવારની દિનપરદિન ચડતી આબાદી થાય. ( તથાસ્તુ. )

આ પુસ્તકનું છેવટ અમે અવલોકન કરી તેમાં શો દોષ રહી ગયો છે અને શી ચૂક રહી ગઈ છે તે વિચારી જોયું છે તો પણ પોતાની ચૂકની ખબર પોતાને થોડી પડે છે એ હેતુથી સદ્ગૃહસ્થો દયા કરી તેમાં રહેલી ન્યૂનતા દર્શાવશે તો તેનો અમે આભાર માનશું. બીજી આવૃત્તિ છપાવવાના સમયે તે ફેરફાર કરવાની અમને ઉત્કંઠા છે.

**ભાષાંતરકર્તા.**



# सावित्रीचरित्र नाटक.

## प्रथम अंकनां पात्रो.

सूत्रधार………… નાટકનો ખેલ કરનાર.

नटी……………… તેની સ્ત્રી.

अश्वपति………… રાજા, મદ્રદેશનો અધિપતિ, સાવિત્રીનો પિતા.

कीर्त्तिसेन………… અશ્વપતિનો પ્રધાન.

नारद ……………… દેવતાના ઋષિ.

द्वारपाळ ………… અશ્વપતિનો દોઢીદાર.

शत्रुशल्य…………<br>वीरमित्र………… } અશ્વપતિના મુખ્ય પ્રધાનો.

कपिंजळ…………<br>नुपूरक ………… } શતરંજના ખેલ કરનાર નોકર.

## बीजा अंकनां पात्रो.

सोमशर्मा………… બ્રાહ્મણ, પ્રધાનોને માટે પુષ્પ લઈ આવનારો.

देवशर्मा ………… રાજાનો બ્રાહ્મણ.

अश्वपति………… મદ્રદેશનો રાજા.

मालवी ………… તેની રાણી.

शत्रुशल्य…………<br>वीरमित्र………… } તેના પ્રધાનો.

सावित्री ………… અશ્વપતિની પુત્રી.

प्रतीहार ............ દ્વાઢીદાર.
नारद ............ દેવતાના ઋષિ.
माधवी ............ }
मालती ............ } સાવિત્રીની સખિયો.
द्युमत्सेन ............ શાલ્વદેશનો પદભ્રષ્ટ રાજા.
शैब्या ............ તેની રાણી.
सत्यवान् ............ દ્યુમત્સેનનો પુત્ર.
ऋषियो ............ આશ્રમમાં રેહેનારા બ્રાહ્મણો.
प्रज्ञावान् ............ }
देवव्रत ............ } ઋષિકુમારો સત્યવાન્‌ના મિત્રો.
इंद्रसेन ............ }
शत्रुमर्दन ............ } અશ્વપતિના ફોજદારો.
वीरसेन ............ }

## त्रीजा अंकनां पात्रो.

देवव्रत ............ }
प्रज्ञावान् ............ } ઋષિકુમારો સત્યવાન્‌ના મિત્રો.
ऋषियो ............ આશ્રમમાં રેહેનારા બ્રાહ્મણો.
द्युमत्सेन ............ શાલ્વદેશનો પદભ્રષ્ટ રાજા.
शैब्या ............ તેની રાણી.
अश्वपति ............ મદ્રદેશનો અધિપતિ, સાવિત્રીનો પિતા.
शत्रुशल्य ............ }
वीरमित्र ............ } પ્રધાનો.
सत्यवान् ............ દ્યુમત્સેનનો પુત્ર.

## चोथा अंकनां पात्रो.

| | |
|---|---|
| मदनमंजरी ............ / चंद्रावली ............ | અશ્વપતિની અપ્સરાઓ. |
| अश्वपति ............ | મદ્રદેશનો રાજા. |
| मालवी ............ | તેની રાણી. |
| शत्रुशल्य ............ / वीरमित्र ............ | તેના પ્રધાનો. |
| प्रतीहार ............ | દ્વારપાળ. |
| देवव्रत ............ / प्रज्ञावान् ............ | સત્યવાનના મિત્રો, ઋષિકુમારો. |
| द्युमत्सेन ............ | શાલ્વદેશનો પદભ્રષ્ટ રાજા, સત્યવાનનો પિતા |
| शैब्या ............ | તેની રાણી. |
| सत्यवान् ............ | દ્યુમત્સેનનો પુત્ર. |
| सावित्री ............ | રાજા અશ્વપતિની પુત્રી તે રાજકુમાર સત્યવાનની સ્ત્રી. |
| माधवी ............ / मालती ............ | સાવિત્રીની સખીઓ. |

## पांचमा अंकनां पात्रो.

| | |
|---|---|
| अश्वपति ............ | મદ્રદેશનો રાજા, સાવિત્રીનો પિતા. |
| मालवी ............ | તેની રાણી. |
| प्रतीहार ............ | દ્વારપાળ. |
| द्युमत्सेन ............ | શાલ્વદેશનો પદભ્રષ્ટ રાજા. |

शैब्या ............... તેની રાણી.

सावित्री ........... અશ્વપતિની પુત્રી, સત્યવાન્‌ની સ્ત્રી.

सत्यवान् ........... ધુમત્સેનનો પુત્ર, સાવિત્રીનો પતિ.

मालती.... ..........
माधवी...... ....... } સાવિત્રીની પ્રિય સખીયે.

शत्रुशल्य ............
वीरमित्र ............ } રાજા અશ્વપતિના પ્રધાનો.

(गर्भांकनां पात्रो.)

सूत्रधार ....... નાટક કરનાર પુરૂષને વેશે આવેલી અપ્સરા.

नटी .... ...... તેની સ્ત્રીરૂપે થઈ આવેલી અપ્સરા.

लीलावती .... સુકન્યાની સખી.

ललिता ....... સુકન્યાની સખી.

सुकन्या ....... રાજા શર્યાતિની પુત્રી.

शर्याति ....... સૂર્યવંશી રાજા, સુકન્યાનો પિતા.

सुशीला ....... શર્યાતિની સ્ત્રી.

वैद्य ............ રાજવૈદ્ય.

च्यवन ....... વૃદ્ધ મુનિ.

देववैद्य ....... માયાના વૈદ્ય.

देववैद्य ....... અશ્વિનીકુમાર.

विदूषक ........ ... હસાવનાર.

छठा अंकनां पात्रो.

द्युमत्सेन ........... શાલ્વદેશનો પદભ્રષ્ટ રાજા.

शैब्या. ............ તેની રાણી.

देवव्रत्त ............ સત્યવાન્‌નો મિત્ર.

मालवी ............ સાવિત્રીની માતા, અશ્વપતિની રાણી.

सावित्री ............ સત્યવાન્‌ની સ્ત્રી.

सत्यवान् ............ સાવિત્રીનો પતિ, દ્યુમત્સેનનો પુત્ર.

अश्वपति ............ સાવિત્રીનો પિતા, મદ્રદેશનો અધિપતિ.

माधवी ............ }
मालती ............ } સાવિત્રીની સખીયો.

शत्रुशल्य............ }
वीरमित्र ............ } અશ્વપતિના પ્રધાનો.

ऋषिकुमारो ........ આશ્રમવાસિયો.

## सातमा अंकनां पात्रो.

अश्वपति ............ મદ્રદેશનો રાજા, સાવિત્રીનો પિતા.

मालवी ............ તેની રાણી, સાવિત્રીની માતા.

द्वारपाळ ............. અશ્વપતિનો.

द्युमत्सेन ............ શાલ્વદેશનો પદભ્રષ્ટરાજા, સત્યવાન્‌નો પિતા.

शैब्या... ............ તેની રાણી, સત્યવાન્‌ની માતા.

सुवर्चा ............ ઋષિકુમાર.

धौम्य ................ ઋષિ.

भारद्वाज ............ ઋષિ.

दाल्भ्य................ ઋષિ.

| | |
|---|---|
| गौतम ........ | ઋષિ. |
| आपस्तंब ........ | ઋષિ. |
| सत्यवान् ........ | દ્યુમત્સેનનો પુત્ર. |
| सावित्री ........ | અશ્વપતિની પુત્રી, સત્યવાનની સ્ત્રી. |
| नीतिवल्लभ ........ | દ્યુમત્સેનનો કારભારી. |
| नारदजी ........ | દેવતાના ઋષિ. |

## (इंद्रजाळनां पात्रो.)

| | |
|---|---|
| यमराज ........ | યમરાજ. |
| चित्रगुप्त ........ | યમરાજના પ્રધાન. |
| तीक्ष्णदंष्ट्र ........ | |
| वज्रतुंड ........ | |
| भासरोमा .... | |
| काळमुख ........ | |
| मकरमुख ........ | } યમદૂત. |
| पिंगाक्ष ........ | |
| वक्रतुंड ........ | |
| व्याघ्रमुख ........ | |
| वराहमुख .... | |
| पापीओ ........ | નરકમાં પડેલા. |
| सावित्री ........ | } ઇંદ્રજાળનાં સત્યવાન્ અને સાવિત્રી. |
| सत्यकाम् ........ | |

# गुरुस्मरणरूप मंगळाचरणमय यांचा.

## शार्दूलविक्रीडित.

વિદ્યાસાગર પ્રીતિપર્વ ગુણના ભંડાર ભારે અતિ,
નીતિના વરરૂપ ભૂપ કવિના જેની સદા સન્મતિ ;
સારાસાર વિચારનાર શમના સત્પાત્ર પૂરા દિસે,
તે શ્રીશંકરલાલ સદ્ગુરૂ થજો માયાળુ મારાવિષે.
શાણાના સરદાર જાર નરના આ કાળ જે કાળ છે,
ટંટાથી ડરનાર નાર પરની 'મા, બેન' માનેજ જે;
સૌશિલ્યાર્જવની પ્રતિકૃતિ વળી પ્રત્યક્ષ જાણે દિસે,
તે શ્રીશંકરલાલ સદ્ગુરૂ થજો માયાળુ મારાવિષે.
સૌનું શ્રેય કહે ચહે હૃદયથી ચિંતા પરાઈ સહે,
નિષ્કાપટ્ય રહે જહે કુટિલતા દૌર્જન્યતાને દહે;
નીતિમાર્ગ વહે લહે સુખ સદા સૌજન્યને જે રસે,
તે શ્રીશંકરલાલ સદ્ગુરૂ થજો માયાળુ મારાવિષે.
જેને શાસ્ત્રવિચાર માત્ર મૂળથી બાંધેલ બંધાણ છે,
ચંપૂ નાટક કાવ્ય ત્રોટક કથા જેના પ્રિયપ્રાણ છે;
રેછે જે ચકચૂર પૂર ઉરમાં અત્યંત નીતિનિરો,
તે શ્રીશંકરલાલ સદ્ગુરૂ થજો માયાળુ મારાવિષે.
શાણા શંકરભક્ત ભાવિક ભલા જે દુર્ગુણોથી ડરે,
શ્રીમાહેશ્વર ભટ્ટના સુત સદા સંતોષમાં જે ઠરે;
કામક્રોધતણા રિપુ પ્રબળ જે વાત્સલ્ય જેમાં વસે,
તે શ્રીશંકરલાલ સદ્ગુરૂ થજો માયાળુ મારાવિષે.

# सावित्रीनाटक.

## अंक १ लो.

(मंदाक्रांता.)

શંભુ પાણિગ્રહણ સમયે પાર્વતીને નિહાળે,
લજ્જા પામી તરત નયનો તેહ નીચાંજ ઢાળે;
નીચાં રે'ને ક્ષણ પણ ચહે દૃષ્ટિ ચૂકાવિ જોવા,
તેવાં નેત્રો તતપર થજો દીનનાં દુઃખ ખોવા.

(નાંદી થઇ રહ્યા પછી.)

**सूत्रधार**—કુતૂહલ જોવાને ઉત્કંઠિત થઈ રહેલા સભાસદોનાં મનને તમારૂં બોલવું હવે વધારે અંતરાયરૂપ ન થાઓ. (આશ્ચર્યથી) અરે! સંગીતશાળા હજી કેમ આમ સુનીજ દેખાય છે? (નટીને હાક મારે છે) પ્રિયે?

**नटी**—(પ્રવેશ કરીને) પ્રાણનાથ! શી આજ્ઞા છે?

**सूत्र.**—શું એટલી વારમાં તમે મારૂં કહેલું વિસરી ગયાં? આજ સતી અનસૂયા, નર્મદા, મદાલસા, ભોગવતી, લોપામુદ્રા, ઇત્યાદિ, અનેક કુલીન સ્ત્રિયો પોતાના ભર્ત્તારસહિત સતી સાવિત્રીનું પવિત્ર ચરિત્ર જોવા આવનાર છે.

**नटी**—(નીસાસો નાંખીને) હા, પ્રાણનાથ! હવે શી આજ્ઞા છે?

**સૂત્ર.**—હવે, સહુસહુને પોતપોતાનો સાંગ સારી રીતે ભજવવા મેં ભલામણ કરી છે, તે પ્રમાણે તમે પણ આ સમયને અનુસરતું ગાયન ગાઈ સર્વ સભાસદોનાં મન રંજન કરો.

**નટી**—જેવી સ્વામીનાથની આજ્ઞા. (એમ કહી ગાય છે.)

**(હોરી.)**

કેવી કર્મતણી એ કમાઈ? હીનભાગી સેવંતી હણાઈ. કેવી.—ટેક.
ચતુર ચમેલી વરી ચંપાને, જાંબુના વૃક્ષને જાઈ;
માધવીને મનગમતી મળી છે, સહકાર સાથે સગાઈ,
આનંદે રહી ઉભરાઈ. કેવી કર્મતણી એ કમાઈ?
સરસ અશોકમાં મલ્લિકા મોહી, અધિક પામી ઉન્નતાઈ;
મોદે કરી મનહર માલતી આ, સરસ સરસટાને સાહી-
રહી હૃદયે હરખાઈ. કેવી કર્મતણી એ કમાઈ?
પુન્નાગને પરણી પ્રીત બાંધી, જુગતે કરી જનમસાઈ;
ચોખલી ચંદન વૃક્ષને ચોંપે, ભેટી રહીને ભરાઈ-
છકી જઈ ગઈ છવરાઈ. કેવી કર્મતણી એ કમાઈ?
સુંદર વૃક્ષ અને શુભ વલ્લી, વર વધૂ પામે વધાઈ;
સૌને સરસ જોડ જુગતે મળી છે, એકથી એક સવાઈ,
બિચારી સેવંતી ઠગાઈ. કેવી કર્મતણી એ કમાઈ?
ગુણ વયથી વર શ્રેષ્ઠ મળ્યાથી, પ્રેમના પૂરે તણાઈ;
બાલ રસાલવિષે બહુ શાચી, ગુણરૂપથી લલચાઈ,
તેમાં નહિ લેશ નવાઈ. કેવી કર્મતણી એ કમાઈ?
પણ એક વર્ષ પછી વજ્રપાતે, સાવ જશે તે સુકાઈ,
બાલ લતા તે બિચારી ન જાણે, અદૃષ્ટથી અંજાઈ,
એવી કર્મની કઠણાઈ. કેવી કર્મતણી એ કમાઈ?

**सूत्र.**—આહા, શું સુંદર ગાયન! જેથી એક ક્ષણમાં સઘ્રુ સભાસદોનાં મુખ મકુલ્લિત થઈ ગયાં. (મનમાં) પણ અરે મારી પ્રિયાનું મુખકમળ તો છેક કરમાઈ ગયું અને આંખમાંથી છેક આંસુ પડવા લાગાં! આ કેવું આશ્ચર્ય, આ કેવું કૌતુક અને આ કેવી નવાઈ! (પ્રસિદ્ધ) પ્રિયા, આવા ખુશી ભરેલા ખેલમાં આમ શોકાતુર થવાનું કારણ શું?

**नटी**—કાંઈ નહી, વાલા નાથ, કાંઈ નહિ. એ તો સહજ કાંઈ બાબત યાદ આવી ગઈ.

**सूत्र.**—પ્રિયા! એવી તે કઈ બાબત છે કે જેણે આવા આનંદના અવસરમાં વિઘ્ન કર્યું?

**नटी**—આપણી ચંદ્રભાગા મરતાં સુધી પણ તેના ભવિષ્યના પતિ ચંદ્રસેનશિવાય બીજાને પસંદ કરનાર નથી.

**सूत्र.**—હા, વિદ્યાવાન્, ગુણવાન્, અને ચાતુર્યવાન્ ચંદ્રસેનશિવાય હું પણ બીજાને આપણો નજિકનો સંબંધી કરવાને ઈચ્છતો નથી.

**नटी**—પ્રાણનાથ! એ બધી વાતે આપણી ચંદ્રભાગાને એ યોગ્ય છે એ ખરૂં, પરંતુ ગઈકાલની રાત્રીએ મને સ્વપ્ન આવ્યું તેમાં કોઈ મહાન્ પુરૂષને મેં જોયા.

**सूत्र.**—તેથી શું થયું?

**नटी**—થયું કાંઈ નહિ, તેનો સત્કાર કરી આસનઉપર બેસાર્યા પછી એ મહાભાગે ચતુર ચંદ્રસેનના સુમારવિનાના સારા ગુણો સુણાવ્યા. પણ છેવટે જે કહ્યું તે સંભારતાં હજી મને ત્રાસ છુટે છે.

**सूत्र.**—(મનમાં) એવું તે શું હશે! (પ્રસિદ્ધ) વારૂ પછી?

**नटी**—પછી 'એનું આયુષ્યમાત્ર એક વર્ષનું છે.' એટલું કહ્યું ત્યાં ત્રાસથી મારી આંખ્યો ઉઘડી ગઈ, અને જોઉ છું તો

મારી ખેદયુક્ત સ્થિતિશિવાય બીજું કાંઈ દેખાયું નહિ. પ્રાણનાથ ! આવું દુઃખદ સ્વપ્ન એજ મારી આવી અવસ્થા થાવાનું કારણ છે.

**सूत्र.**—(એકદમ ખેદથી.) (**गीति.**)

કેમ કરૂં શું ન કરૂં ? એમ થયો છું ખરે ખરો મૂઢ,
અશ્વપતિ નરપતિ સમ, તારૂં આ વાક્ય સાંભળી ગૂઢ.

અહો ! સંભારતાંવેંતજ મહારાજની સ્વારી આ તરફ પધારી, માટે ચાલો આપણે ઘેર જઈ એવિષે વિચાર કરિયે.

(નીકળી જાય છે.)

**इति प्रस्तावना.**

---

# अंक १ लो.

## प्रवेश १ लो.

**સ્થળ**—અશ્વપતિનો દરબાર.

**अश्वपति, कीर्त्तिसेन, नारद, अने पछी**
**शत्रुशल्य वीरमित्र, इत्यादि.**

**अश्वपति**—(કારભારી તરફ જોઈને) આજ લગભગ એક વર્ષ થયાં મહામાન્ય શત્રુશલ્ય સાથે આપણાં કુવરી સાવિત્રી સ્વયંવર માટે પોતાનેસારૂ યોગ્ય વર ખોળવા ગયાં છે તેવિષે શી ખબર છે ?

**कीर्त्तिसेन**—(હાથ જોડીને) આશરે એક મહિનાની અગાઉ આવેલા સમાચારનો સાર મેં આપને નિવેદન કર્યો હતો કે,—

(**शार्दूलविक्रीडित.**)

જોયા પૂર્વદિશાતણા નરપતિ સર્વે ખરા ચિત્તથી,
જોયા પશ્ચિમ ભૂપતિ પણ ઘણા જે પૂર્ણ છે વિત્તથી;

જોયા દક્ષિણ દક્ષિણી નરપતિ રે'તો હવે તો નથી,
સાવિત્રી મન હંસ તોપણ કહીં આરામ લેતો નથી.

માટે મહારાજને વિનંતિ કરવી કે અમે ઉત્તરમાં ઉતરિયે છિયે.' પણ હમણાં કાંઈ ખબર નથી. માટે કોઈ જોતિષ્ જાણનારને બોલાવી પ્રશ્ન કરાવિયે, કારણ તેઓ પોતાની અનુપમ વિદ્યાથી અતિન્દ્રિય જ્ઞાનવાનૂ હોય છે.

**અશ્વપતિ**—(નિઃશ્વાસ નાંખી) કુલીન કીર્ત્તિસેન ! પ્રતિદિવસ વિદ્યાનો નાશ થતો જાયછે. એવા વિદ્વાનો આજ ક્યાંથી હોય ! જો,

**(મધુમાધવી.)**

એવો હતો સમય એક વિષેશ સારો,
પુણ્યોથિ પૂર્વજતણાંજ અરે અમારો;
જેમાં ઘડી ઘડિ મહામુનિ નારદાદિ—
દેવર્ષિ દર્શનથકી ન થતા પ્રમાદિ. (એટલામાં.)

**નેપથ્યમાં**—છે એજ આ સમય ભૂપ વિશેષ સારો,
પુણ્યોથિ પૂર્વજતણાંજ, મને વિચારો;
આધીન છું પ્રણય જોઈ સદા તમારો,
ચિંતા નકામિ મનમાં શિદ તોય ધારો ?

**અશ્વપતિ**—અરે, શું મહામુનિ નારદ ? (એમ કેહવાઈ જવા પછી સાશ્ચર્ય મનમાં)

**(પુષ્પિતાગ્રા.)**

સ્મરણ મનવિષે થયુંજ જેવું, તરત કર્યું અહિં આવવુંજ તેવું;
વિરલ મુનિ મહાનુભાવ એવા, અફળ ન જાય કદાપિ જેનિ સેવા.

(પ્રકાશ) અરે કીર્ત્તિસેન, જાઓ; સત્વર જાઓ; આ મેહેલની

આસપાસ મહાનુભાવ નારદઋષિ પધાર્યા હોય એમ જણાય છે. માટે તેમની પૂજા કરી ત્વરાથી તેડી લાવો.

**कीर्त्तिसेन**—આજ્ઞા મહારાજ. (કહી જાય છે અને ઋષિસહિત પાછા આવી) મહારાજ ! આ ભગવાન્ નારદ.

**अश्वपति**—(સંભ્રમથી પ્રણામ કરી, પોતાને આસને બેસારી.)

**(रथोद्धता.)**

ધન્ય છે દિવસ આજ અમારો, જે થયો શુભ મિલાપ તમારો;
આજના દિવસની સમ સારો, છે કયો દિવસ અન્ય અમારો ?

(બીજો પણ સાનંદાશ્ચર્યથી.)

**(मालिनी.)**

અયિ મુનિ વર આજે ધન્ય છે રાજ્ય મારૂં,
જપ તપ નૃપ જન્મી જે કર્યું કાંઇ સારૂં;
સફળ સકળ સેવા દેવની તેમ ધારૂં,
ચરણ કમળ આજે સેવવાથી તમારૂં.

**नारद.**—વત્સ અશ્વપતિ ! તું તારા પ્રજાપાલનરૂપ સ્વધર્મથી નિરંતર ધન્ય છે, તેમ છતાં તારૂં આવું બોલવું થાય છે તે એક તારૂ ભૂષણ છે. પણ હવે આપણે આમ અરસપરસ એક બીજાની સ્તુતિ કરી સમય નિર્ગમન કરવા કરતાં કર્ત્તવ્ય કામ ઉપર લક્ષ દઇએ તો સારૂં.

**अश्वपति**—હા, મહાનુભાવ, એમજ. (એમ કહી કાંઇ સ્મરણ કરે છે.)

**नारद**—(મનમાં) રાજા કાંઇ ઉદાસ છે, કાંઇ પ્રશ્ન તો કરૂં ? (પ્રકાશ) હું તો જ્યારનો આવ્યો છું, ત્યારથી તમારી મુખમુદ્રા મ્લાન દેખું છું, તેનું કારણ શું ?

**अश्वपति**—(એમજ વિચારમાં મગ્ન છે એટલામાં)

**नारद**— **(मधुमाधवी.)**

મંત્રો ઘણા હિતકરો મનમાં રમે છે,
તેઓ તણી તરત સિદ્ધિ થવી ગમે છે;
સાવિત્રી દર્શનવિના પણ સર્વ શુન્ય,
ભાસે મને સબબ તેથકિ સર્વ ન્યૂન.

**अश्वपति**—હા, હા, મહાનુભાવ મુનિશ્વર! મારા અંતરનોજ અભિપ્રાય આપ જાણી ગયા કે શું? ખરે મારે પણ ઘણા રાજ્યસંબંધી મંત્રો સિદ્ધ કરવાની જરૂર છે પણ સાવિત્રીવિના મને પણ સર્વ શુન્ય લાગે છે.

**नारद**—(જરા હશીને મનમાં) મેં તો હમણાં કેટલાએક મંત્રો સિદ્ધ કરવાનું કહ્યું પણ રાજા તેને બદલે મંત્રો એટલે રાજ્યના ખાનગીવિચારો સિદ્ધ કરવાનું અને સાવિત્રી એટલે ગાયત્રીમંત્રને બદલે સાવિત્રી નામની પોતાની પ્રિય પુત્રીવિના સહુ શુન્ય છે એમ સમજ્યા. હવે હું તેને તેજ વિષયમાં દોરૂં. (પ્રકાશ) વત્સ અશ્વપતિ! શું સાવિત્રી હમણા આંહિ નથી?

**अश्वपति**—(હાથ જોડીને) ભગવાન્! જ્ઞાનચક્ષુથી જોતાં આપથી કાંઈ અજાણ્યું નથી, તોપણ આપ પૂછો છો ત્યારે કેહેવા આજ્ઞા લઉં છું. એ પુત્રી તો આજ લગભગ એક વર્ષ થયાં દેશાટણના નિમિત્તથી પોતાને યોગ્ય વર જોવા ગયાં છે. તે બધી દિશાઓમાં ફરી ઉત્તરમાં ગયાં ત્યાં સુધીના સમાચાર છે.

**नारद**—વારૂ પછી?

**अश्वपति**—પણ પછી એક માસ થયા કાંઈ સમાચાર નથી. એવિષે કુલીન કીર્ત્તિસેન સાથે વાતચિત્ત કરતાં આપનું સ્મરણ થયું,

એટલામાં આપ મહાનુભાવનું પધારવું થયું. હવે તેવિષે શું થયું હશે તે હું આપ પાસેથીજ જાણવા ઇચ્છું છું.

**नारद**—(ધ્યાન ધરી જાણીને) મહારાજ! આમાં આપને કાંઈ ચિંતા કરવાનું પ્રયોજન નથી, સાવિત્રીનાં મુખદર્શનનું સુખ હવે આપને હવણાંજ થશે.

**अश्वपति**—(સાશ્ચર્યાનન્દથી મનમાં) ઓહો! શું મારી પ્રિય કુમારી સાવિત્રી મને હવણાંજ મળશે? (પ્રકાશ) મહામુનિ! મોટો આપે અનુગ્રહ કર્યો. હવે આપ પણ એ પવિત્ર પુત્રીનું આવવું થાય ત્યાંસુધી આજ નગરી કૃતાર્થ કરો, જેથી તેણે વરેલ રાજકુમારના ભવિષ્યવિષે આપનાથી અમે જાણીતાં થઇયે.

**नारद**—જેવી આપની ઇચ્છા, હું આપના પ્રણય આગળ પરવાનૂ છું.

**अश्वपति**—(વિચાર કરીને)

**(अनुष्टुप्)**

વર્ષ વીતી ગયું એક, પ્રિય પુત્રી ગયા પછી;
નથી આતો ઘડી આઠ, જતી આપે કહ્યા પછી.

**नारद**—વત્સ અશ્વપતિ! તમારૂં બોલવું યથાર્થ છે. પ્રિય જન અમુક સમયે આવશે એવું સાંભળ્યા પછી તે સમય ઘણો દૂર થઇ પડે છે. મરજી હોય તો તેટલો વખત કાંઇ વિનોદ કરિયે.

**अश्वपति**—ઘણું સારૂં, પણ શું વિનોદ કરીશું?

**नारद**—ઇચ્છા હોય તો બુદ્ધિબળનો ખેલ ચલાવીએ.

**अश्वपति**—અહા, ઘણું સારૂં. આપે ફરમાવ્યો એ ખેલ મને પણ ઘણોજ પ્રિય છે. (એમ કહી) અરે કોણ છે આંહી? (એમ હાક મારે છે.)

**द्वारपाळ**—આજ્ઞા મહારાજ! સેવક સર્વ હાજર છે.

**અશ્વપતિ**—જાઓ, આપણે ત્યાં બુદ્ધિબળ ખેલનારા ખેલાડિયો નોકર છે, તેને સત્વર બોલાવી લાવો.

**નારદ**—હું તો આમાં મધ્યસ્થ રહીશ.

**અશ્વપતિ**—મહાનુભાવ! આપ પ્રતિસમય યુદ્ધ શરૂ કરાવી પાછળથી અળગાજ રહો છો. (એટલામાં દ્વારપાળ પ્રવેશ કરીને.)

**દ્વારપાળ**—મહારાજ! ખેલાડિયો હાજર છે.

**અશ્વપતિ**—આવવા દ્યો.

**દ્વારપાળ**—જેવી મહારાજની આજ્ઞા. (એમ કહી જાય છે ખેલાડિઓ પ્રવેશ કરી પરસ્પર રાજા તથા નારદને જોઇને.)

**પેહેલો**— **(ભુજંગ પ્રયાત.)**

બધાં ભૂષણો દૂષણો રૂપ જાણી,
ખરાં ભૂષણો શીલઆદિ પ્રમાણી;
રહે સાવ સાદા ધરાધીશ આજે,
તથાપિ સહુથી વિશેષે વિરાજે.

**(ગીતિ.)**

જાણે મનમથ પોતે, સિંહાસનપર સુખે બિરાજે છે;
સદ્ગુણિ નરપતિ નિરખ્યે, દિવસ આપણો અધીક આજે છે.

**બીજો.**—(નારદ તરફ જોઈને.)

**(મધુમાધવી.)**

દીસે ત્રિપુંડ્ર અતિ શોભિત આ લલાટે,
જાણે થયો ઉદય ચંદ્રજ આજ વાટે;
રૂદ્રાક્ષ ધારિ વળિ વલ્કલ વસ્ત્ર સાટે,
એવા મુનિશ્વર થજો સહુ શ્રેય માટે.

**બેય**—મહારાજનો જય થાઓ.

**અશ્વપતિ**—આજે તમારૂં બુદ્ધિબળવિષે બુદ્ધિબળ બતાવી મહાનુભાવ મહર્ષિસહિત સર્વ સમાજને ખુશી કરો.

**બેય**—જેવી મહારાજની આજ્ઞા. (એમ કહી રમત રમવા માંડે છે.)

**પેહેલો**—સખે કપિંજલ! તું નીલમણિની બાજી લઈશ કે માણિક્યની?

**બીજો**—ભાઈ નૂપુરક! મુને તો માણિક્યની લાલ બાજી ગમે છે.

**પેહેલો**—નિરંતર પરાજય પામવાની રીસથી રાતી થયેલી બાજી તુંજ રાખ, હું તો પોતાના ભુજના પરાક્રમથી મેળવેલી જયલક્ષ્મીની કાંતિની ઝાંયથી નીલો થયેલી ઈંદ્રનીલમણિની બાજી લઊંછું.

**બીજો**—ખોટી કપોલકલ્પના કરવાથી શું થવાનું છે? ઘડી પછી સર્વ જે હશે તે જણાઈ રહેશે. (એમ કેહેતાં કેહેતાં વ્યૂહ રચે છે.)

**નારદ**—આણે પાદશાહ અને વજીરનાં પાળાં બેબે ઘર ચલાવી, તેને બેય પડખે બે ઘોડા નાંખ્યા જેથી તે બેયપાળા જોરવાળાં થયાં.

**અશ્વપતિ**—હું એમ ધારૂં છું કે બે પાળાની પછવાડે બે ઊંટ નાંખીને કોટડી બાંધશો.

**નારદ**—વત્સ અશ્વપતિ! આ તરફ પણ નજર કરો. આણે તો બે ઊંટ સાથે વજીરને સામી ફોજમાં એવી રીતે દાખલ કર્યા છે કે તે કપિંજલને કોટડી બાંધવામાં વિઘ્નરૂપ થઈ પડ્યો છે.

**અશ્વપતિ**—મહાનુભાવ! આપ કહો છો એમજ છે. જુઓ આ એક કર્ણાટકી અને બીજો કાશ્મીરી ખેલાડી, એ બેય ઘણાજ

આ રમતમાં કુશળ છે. જો કોઈ પ્રકારનો આકસ્મિક મનોવિક્ષેપ ન આવી પડે તો કોઈ કોઈથી કોઈ વધી જાય એમ નથી.

**નારદ**—ખરૂ, એ બેય જણાની વ્યૂહ રચનાની રીતિજ તેની કુશળતા જણાવે છે. મારા ચિત્તને આ બાબત બહુ ચમત્કાર કરે છે કે, જુવો આ ખેલાડી પોતાનો હાથી મરે છે તેને ગણતો નથી, અને માત્ર પરિણામે જયના મૂલરૂપ પાળાંનીજ રક્ષા કરે છે. પણ સામો ખેલાડી આ વગરબળે પડેલા ઘોડાને હાથીને કે વજીરને મારતો નથી, પણ તે પાળાનેજ નિર્બળ કરવા અનેક પ્રયત્ન કરે છે.

**અશ્વપતિ**—મુનિરાજ! આપના મનને સંતોષ થયો તેથી આજે તેનું તે રમતનું કુશળપણું સફળ થયું.

**નારદ**—રાજા! ઘણાં વર્ષો વીતી ગયાં મહાવ્યૂહની રચના જોયાના વખતને, તેથી રમતની વ્યૂહ રચના પણ સુખ ઉપજાવે છે, એટલુંજ નહિ પણ બુદ્ધિબળનો ખેલ માણસનાં બુદ્ધિબળને જણાવી આપે છે. કારણ કે બીજી રમતો રમનારાઓને શરમાવે છે પણ આ બુદ્ધિબળની રમત તો હમેશાં માણસોને શોભાવે છે.

**અશ્વપતિ**—ભગવાન્ મહામુનિ! એમજ છે. વળી રાજનીતિની નિપુણતા પણ આ રમતમાં જાહેર જણાય છે. જુઓ કોઈ પોતે મરીને ધણીને હિતકારક થઈ પડે છે, કોઈ બીજાને મારીને ધણીનું હિત કરે છે, કોઈ બળવિનાનો પણ આ રમતમાં બળવાન્ ગણાય છે, અને કોઈ બલવાન્ હોય છે, તોપણ નિર્બળ ગણાય છે.

**નારદ**—(રમત સામું જોઈને બે ઊંટ સાથે લઈ આવતા બે પ્રધાનોને દેખાડી આપે છે.)

**अश्वपति**—મહાનુભાવ ! આ પેહેલા કર્ણાટકીના બુદ્ધિબળના વજ્રવ્યુહને તોડવા વાસ્તે કાશ્મીરના ખેલાડીની ફોજ ધસી આવેછે.

**नारद**—હા, આપના કેહેવાપ્રમાણે કાશ્મીરની ફોજ ધસી આવે છે, તોપણ બેય તરફના વજીરો તો એકદમ ઊંટ સાથે આ બાદશાહ તરફ આવે છે. જુઓ—

**(शार्दूलविक्रीडित.)**

હાથી દૂર રહ્યા ગણ્યુંજ નહિ તે પાળાંતણી શી કથા,
ઘોડાની પણ ચાલ ચંચળ ગણી ચોપે જવામાં વૃથા;
જોડી ઊંટ સહાય લૈ ઉભય આ આવ્યા પ્રધાનો અહીં,
તેનું કારણ કો' સમાજ સહુએ જો જાણવામાં કહી ?

**नेपथ्यमां**—હા. નારદજી ! એમજ; અમે બેય કુમારી સાવિત્રીસહિત રાજાજીને કાંઈ ખાનગી વાત પુછવા વાસ્તે હાથી, ઘોડા, પાયદળઆદિ સર્વ સૈન્ય પાછળ રાખી, ચંચળ ઊંટો લઈનેજ અહીં આવ્યા છિયે.

**अश्वपति**—અહો! શું શત્રુશલ્ય અને વીરમિત્ર, પવિત્ર પુત્રી સાવિત્રીસહિત આવી પહોચ્યા?

**नारद**—(હશીને) ઠીક; મેં તો આ સમયે બુદ્ધિબળવિષે કહ્યું પણ તેનું ફળ પ્રકૃતોપયોગી થઈ પડ્યું.

**अश्वपति**—ખેલાડિયો! આ વખત તો એ ખેલ એમનેએમ રાખો, ફરીને કોઈ વખત જોઈશું. (વીરમિત્ર તથા શત્રુશલ્ય પ્રવેશ કરે છે તે તરફ જોઈને) મારા પરમપ્રિય પ્રધાનો! તમે આ લાંબા દેશાટણમાં કુશળ રહ્યા છો?

**वीरमित्र**—(ગળગળે સાદે) મહારાજ! આપ અન્નદાતાની દયા દૃષ્ટિથી આજ સુધી આનંદમાંજ દિવસો નિર્ગમન કર્યા છે,

પરંતુ ઉદાસી માત્ર એટલીજ રેહતી કે પવિત્ર પુત્રી સાવિત્રીને કોઈ પણ રાજકુમાર પસંદ પડતો નહિ.

**अश्वपति**—પછી કેમ થયું?

**शत्रुशल्य**—મહારાજ! પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણદિશાના રાજાઓ વિષે તો અમે આપને પત્રદ્વારા નિવેદન કરી ચુકા છિયે.

**अश्वपति**—હા, તે પત્ર મને પહોચ્યો હતો. પછીથી ઉત્તરમાં ગયા બાદ શું થયું?

**शत्रुशल्य**—મહારાજ! અમે કહીશું તે કરતાં આ ચિત્રથીજ ધ્યાનમાં આવશે. (એમ કહી ચિત્રપટ દેખાડે છે.)

**अश्वपति**—(સારી પેઠે જોઈને) ઠીક, આ એક મોટા પહાડની તળાટીમાં પર્ણકુટી બાંધી કોઈ વૃદ્ધ રાજર્ષિ વાનપ્રસ્થ અવસ્થામાં અગ્નિ હોમે છે. અરે હું આવાં સુખને પાત્ર કયારે થઈશ? (કારણ)

(**रथोद्धता.**)

રાજકાજ સહુ દૂર કરીને, ચર્મ વલ્કલ વિભૂતિ ધરીને;
પુત્રને વસુમતીશ કરીને, સેવવા ઉચિત છેજ હરિને.

(એમ કહેતાં આંખમાં આંસુ આવી જાય છે, કંઠ ગદ ગદ થઈ જાય છે, અને રૂવાડાં ઉભાં થઈ જાય છે.)

**वीरमित्र**—મહારાજ! હજી વિશેષ આગળ જોવાનું છે, આપ વિષયાંત્તરમાં પ્રવેશ ના કરો.

**अश्वपति**—(લાજથી આંસુ લુતાં લુતાં) અરે, શું આ દંપતીનું જોડું આંખે અપંગ છે?

**शत्रुशल्य**—મહારાજાધિરાજ! આપનું બોલવું યથાર્થ છે.

**अश्वपति**—(ઘણીવારે સ્મૃતિ આવતાં) અરે આ તો ઉત્તરદિશાના અભ્યંતર ભાગના અધિપતિ મહારાજ દ્યુમત્સેન!

**शत्रुशल्य**—આપ એમને કેમ ઓળખી શકયા? કોઈ દિવસ મળ્યા હતા કે શું?

**अश्वपति**—હા, આ મહારાજા મને ઘણાં વરસો.ની અગાઉ એક રાજસુય યજ્ઞમાં મળેલા છે. તે વખત તેમની પૂર જુવાની હતી તોપણ તેની સરલતા ને સત્કીર્ત્તિ મહાજનોને પણ વખાણવા લાયક હતી. મારે માથે તેમણે તે સમયે પૂર્ણ પ્રીતિ દર્શાવી હતી. પ્રિયમિત્ર! અરે હું ભૂલ્યો, આર્યરાજર્ષિ! ઘણા દિવસે આપનાં દર્શન થયાં છે.

**वीरमित्र**—(મનમાં) રાજાજી આ ચિત્ર છે એ વાત ભુલી ગયા હોય એમ લાગે છે.

**अश्वपति**—(જરા આગળ જોઈને) આજ એ મહારાજાની યુવાવસ્થાનું ચિત્ર. ખરેખર એજ. એજ તેમનું તેજદાર લલાટ, તેજ તેના આજાનુબાહુ, તેજ તેની સુંદર નાસીકા, તેજ તેનું વિશાળ વક્ષસ્થળ, અને તેજ તેનાં કમળજેવા સુંદર નેત્ર. ખરેખર એ તો એજ.

**नारद**—આ યુવાવસ્થામાં તો હીરા, રત્ન, પન્ના, ઈત્યાદિ ઝવેરોનાં ઘરેણાં જોઈએ, તેને બદલે આ રાજકુમારને તો માથે જટા, શરીરે ભસ્મ, વલ્કલવસ્ત્ર અને રૂદ્રાક્ષનાં ઘરેણાં છે, એ શું?

**अश्वपति**—મને પણ એજ વિચાર થયા કરે છે.

**नारद**—કોઈ બીજાનું તો ચિત્ર નહિ હોય?

**अश्वपति**—(વધારે જોઈને) ખરેખર ચિત્ર તો એજ મહારાજની યુવાવસ્થાનું છે. અરે, મને સ્મરણ આવ્યું. કુશળ ચિત્રકાર છતાં આવડી ભૂલ કરે છે!

**नारद**—વત્સ અશ્વપતિ ! મને તો આ છબી આબેહુબ જણાય છે ત્યારે તમે શું ઉપરથી ચિત્રકારની ભૂલ થઈ કહો છો ?

**अश्वपति**—આ માયાળુ મહર્ષિએ મને પ્રથમ પરિચયમાંજ પોતાનો અભ્યંતરમિત્ર ગણી પોતાની છાતીમાં છરકતો તરવારનો ઘા પડી રહેલો તે બતાવ્યો હતો.

**नारद**—હા, હવે હું સમજ્યો. તેજ ઘા વૃદ્ધાવસ્થાના ચિત્રમાં સાફ દેખાઈ રહે છે અને યુવાવસ્થામાં મુદ્દલ નથી જણાતો. જો એમ હોય તો ચિત્રકારની મોટી ભૂલ, પણ એમ હોય નહિ. ઘણુંકરી આ છબી તેના કુમારની હશે.

**अश्वपति**—મને પણ એજ તર્ક આવ્યો છે, પણ જો એમ હોય તો તેની અવસ્થાવિરૂદ્ધ આ ભૂષણો શું કરવા જોઈએ?

**नारद**—હવે આ બાબત પ્રધાનોને પુછવી જોઈએ.

**अश्वपति**—શાણા શત્રુશલ્ય ! આ છબી કોની છે ?

**शत्रुशल्य**—મહારાજ ! એ તો એના પુત્રની છબી છે.

**अश्वपति**—ત્યારે તે રાજ્ય ત્યાગ કરી શા માટે સાથે આવેલ છે ?

**वीरमित्र**—મહારાજ, તેના પિતાએ પણ રાજ્ય ત્યાગ કર્યું નથી.

**अश्वपति**—શું ત્યારે કોઈએ કરાવ્યું છે ?. કોણે ? તેના ભાયાતોએ ? બિચારાં આ પવિત્ર અપંગ દંપતીનું રાજ્ય છીનવી લઈ તેને વનવાસી કર્યાં ? અરે દુષ્ટો ! શું અશ્વપતિ પૃથ્વીમાં નથી એમ તમે ગણો છો ? હવે તમારો નાશ પાસે છે. અરે વૃદ્ધ રાજર્ષિ ! આ અવસ્થા થઈ ત્યાં સુધી પણ આપના ગુણના વેચાણને સ્મરણ ન કર્યો ? માત્ર કાગળથીજ મને ખબર દેવા હતા. આ પ્રધાનોએ પણ ચિત્રપટ દેખાડતાં વિલંબ કર્યો, તે કરતાં તરત ટુંકા અક્ષરોમાંજ જે બીના હાલ

જાણી તે જણાવી હોત તો કેવું સારૂં? ખેર, થયું તે થયું, હવે આ બંધ કરો. (એમ કહી ચિત્રપટ ઉડાડી નાંખે છે અને નારદ તરફ જોઇને) મહામુનિ! આપને યુદ્ધ જોવું બહુ ગમે છે, તો આપે પણ સાથે પધારી, એ દુષ્ટોને હું કેવી રીતે દંડ દઉં છું તે જોવું. (બીજી તરફ જોઇને) દ્વારપાળ, સેનાપતિને હુકમ કરો કે, એક પ્રહરની અંદર આપણું સર્વ સૈન્ય તૈયાર કરી રાખે, એટલામાં હું અંતઃપુરમાં કુમારી સાવિત્રીને મળી આવું. (એમ કહી ઉઠવા જાય છે ત્યાં)

**वीरमित्र**—(હાથ જોડીને) જે જોવાનું છે તે મેલીને અન્ય વિષયમાં ક્યાં ઉતરી જાઓ છો? આપ પુરૂં ચિત્ર તો જોઈ લો.

**अश्वपति**—હવે શું જોવાનું બાકી રહ્યું છે? માત્ર એના દુષ્ટ દુશ્મનોને ઉખેડી કાઢી આ યુવરાજને પટ્ટાભિષેક કરવો બાકી છે.

**शत्रु**.—તોપણ જરા આપ આ માધવીમંડપમાં નજર કરિયે.

**अश्वपति**—(જરા ધીરા પડી ઉચકજીવે) હા ઠીક, બેય પ્રધાનોનું પણ ચિત્ર છે. અરે! શું ચક દૂર કરી હીરાનો હાર હાથમાં લઈ, વેગથી પુત્રી સાવિત્રી રથમાંથી ઠેકવા જાય છે? (જરા વધારે જોઈ) ખરેખર તેની નજર આ યુવરાજમાં બંધાણી છે, તેથી તેને સ્વયંવરમાળ આરોપવા જાય છે, ને આ પ્રધાનો તેને આડા પડ્યા જણાય છે. કેમ મુનિરાજ, ખરૂં કે?

**नारद**—હા, એમજ, પણ આ ઉપરથી તે બેયના વિચારો વિરૂદ્ધ થયા એમ જણાય છે?

**अश्वपति**—તમારો શો મત છે?

**वीरमित्र**—શું એ પદભ્રષ્ટ રાજાના કુંવરની સાથે સાવિત્રીનું લગ્ન કરવું ઉચિત છે? બીજા ક્યાં રાજકુમારો નથી?

**અશ્વપતિ**—પ્રિય પ્રધાનો! પદ્મભ્રષ્ટવિષે તમારે ચિંતા કરવી નહિ. તેના ગુણદોષ માત્ર જોવા, તે મહામુનિ નારદજી પાસેથી સાંભળિયે.

**નેપથ્યમાં**— **(શાલિની.)**

થામાં થામાં ચક્રવાકી ઉદાસી, થાશે થાશે સૂર્ય પાછા વિકાશી;
આપત્તિમાં ધૈર્ય ધારી રહેવું—સૌએ, શાણી શાસ્ત્રનું વાક્ય એવું.

**નારદ**—અરે શું સંધ્યાકાળ થઇ ગઇ? ત્યારે તો હું શિવાર્ચન કરી આવું. (એમ કહી ઉઠવાનો આરંભ કરે છે, ત્યાં)

**અશ્વપતિ**—(પ્રધાનોને) ત્યારે હું પણ શિવાર્ચન કરી આવું. ત્યાર પછી દેવી, હું, કુમારી સાવિત્રી તથા તમે બેય મળી મહાનુભાવ નારદજી પાસેથી તેના ગુણદોષ સાંભળીશું. (એમ કહી નારદસહિત જાય છે, તે સાથે સહુ નીકળી જાય છે.)

**અંક પેહેલો સમાપ્ત.**

---

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ**—રાજદ્વારનો નજરબાગ (પ્રમદવન.)

**સોમશર્મા અને દેવશર્મા.**

**સોમશર્મા**—(ચોતરફથી ફળફૂલે નમેલાં સુંદર ઝાડવાંઓ જોઇ આનંદથી તેઓ સામી નજર કરી બોલે છે.)

(स्वागता.)

ધન્ય છે તરૂવરોજ તમોને, સર્વ દુઃખ જનકાજ ખમો ને;
તાપ સર્વ પણ આપ ઉથાપો, ફૂલ મૂળ ફળને પણ આપો.

(એમ કહી તેમાંથી ધીમે ધીમે ફુલો લેતાં લેતાં અને ફરતાં ફરતાં ફરીને બોલે છે.)

(स्वागता.)

છાલ અંતરતણી પણ દ્યો છો, અંગ ભસ્મ કરવા પણ દ્યો છો;
તેથકી તમતણું નહિ મૂલ્ય, ભૂપ કોઈ પણ ના તમતુલ્ય.

**नेपथ्यमां** (શબ્દ થાય છે) શું, શું, શું? "ભૂપ કોઈ પણ ના તમ તુલ્ય?" આ કોણ વિનાવિચારે બોલનાર છે આ રાજકુંજમાં આવીને?

**सोमशर्मा**—(સ્વગત) અરે, કોઈ રાજસેવક મારૂં આ બોલવું સાંભળી ગુસ્સે થયો હોય એમ લાગે છે. ઠીક છે, હવે કાંઈ બીવામાં માલ નથી. (પ્રકાશ.)

(स्वागता.)

ખાઈ પથ્થરતણા પણ મારો, આપશો સુફળ આપ હજારો;
તે કદી નૃપથકી ન થવાનું, ઉલટું અધમ કૃત્ય થવાનું.

**देवशर्मा**—(એકદમ ઘણા ગુસ્સાના જુસ્સાથી બહાર નીકળીને) કોણ, કોણ વારંવાર મારા કાનમાં અને માથામાં આ વાક્યરૂપી ત્રિશૂલ મારે છે? (જોઈને) શું સોમશર્મા! ભલા માણસ, તું તે આ શો પ્રલાપ કર્યા કરે છે?

**सोमशर्मा**—(જોઈને) શું મારા પ્રિય મિત્ર દેવશર્માજ?

**देवशर्मा**—હા, છું તો હું તેજ, પણ પ્રથમનું વિશેષણ જે દીધું તે હવે હું તારી પાસેથી લેવા ઇચ્છતો નથી.

**सोमशर्मा**—એવો મેં તારો શો અપરાધ કર્યો છે કે આપણે બાલમિત્ર છતાં આ સમયે તું મિત્રાઈ તોડવા ઇચ્છે છે?

**देवशर्मा**—અપરાધ કાંઈ નહિ, પણ હું રાજાને નરલોકના પરમેશ્વર ગણું અને તું તેનેજ ઝાડવાંથી પણ અધમ ગણે છે. એટલે આપણે હવે કાંઇ બનવાનું નથી. હું ધારૂં છું કે, તું એક વર્ષ દેશાટન કરી આવ્યો તેથી કાંઈ કાંઈ નવીન વિદ્યા મેળવી આવ્યો લાગે છે. આટલા દિવસ તારામાં આવી સમજણ ન હતી.

**सोमशर्मा**—ભાઈ! હું તો અનાયાસે સાધારણ કવિતા બોલતો હતો; મારે કાંઈ રાજાને કહેવાનું ન હતું, પણ તેં વિવાદ કરીને મને સ્મરણ કરાવ્યું. અને એતો ખરૂં, હમણાનાં દેશાટનથીજ હું એ વિદ્યા ભણ્યો છું. તું ગમે તો મારી મિત્રતા રાખ, અને ગમે તો ન રાખ, પણ મારાથી તો ખરૂં બોલ્યાવગર રહેવાશે નહિ. અને બોલીશ કે તું રાતોપીળો થઈ જઈશ.

**देवशर्मा**—તું તારે બોલને જે બોલવાનું હોય તે, બે ઘડી હું દુઃખ ખમી રહીશ.

**सोमशर्मा**—ત્યારે સાંભળ, હું તો ખરેખર રાજસેવાને જુદાજ પ્રકારની ગણું છું. મેં ઘણા પ્રમાણિક, પવિત્ર, વિદ્વાન્, અને વિવેકી મહાપુરૂષો રાજસેવા કરતાં જોયા છે, અને તેમાંથી તેઓને પવિત્રતાવિષે અપવિત્રતા, વિદ્વત્તાવિષે અવિદ્વત્તા, ને વિવેકિતાવિષે અવિવેકીપણાના આરોપરૂપજ ફળ મળ્યાં છે; તેમ છતાં તેઓ પોતાના પ્રભુનું મન, વચન કર્મથી હિત ચહાઈ, ગમે તેટલા લોકોપવાદ થાય તેને ન ગણતાં ધણીની સેવા કર્યા કરે છે.

પણ આવા પવિત્ર પુરૂષોને પણ પોતાનું હિત કરતાં છતાં તારા નરલોકના પરમેશ્વરો દુશ્મન ગણી તિરસ્કાર કરે છે, એટલુંજ નહિં પણ તેઓનું જેમ બને તેમ નરતું કરવા ઇચ્છે છે, ને તે એટલે સુધી કે તેના જીવ લીધા સુધી પણ ઇચ્છા ખરી. બોલ હવે, આપણે પાણે મારીએ તોપણ મીઠાં ફળનાંજ આપનારાં આ ઝાડવાં ઉત્તમ કે તારા નરલોકના પરમેશ્વર ઉત્તમ?

**देवशर्मा**—એ તો કોઈ એવા હોય, સર્વ એવા હોય છે કાંઈ?

**सोमशर्मा**—(ગુસ્સે થઈને) હવે તારાજ રાજાનો તાજેતર દાખલો દઊં એટલે તાઢોહિમ થઈ જાઈશ. ભલા તુંજ કેહે કે વીરમિત્ર અને શત્રુશલ્ય રાજા અશ્વપતિના હેતુ છે કે દુશ્મન?

**देवशर्मा**—હા, એ તો અશ્વપતિ મહારાજના આભ્યંતર હેતુ, એમાં કાંઈજ સંદેહ નહિ.

**सोमशर्मा**—ઠીક, ત્યારે તેઓ કુંવરી સાવિત્રીનું કલ્યાણ ઇચ્છતા હશે કે અકલ્યાણ?

**देवशर्मा**—કલ્યાણુજ.

**सोमशर्मा**—ભાઈ! એ બાઈના જન્મની અગાઉ રાજા અશ્વપતિને અને મહારાણી માલવીને સંતાન થવા, એ ભલા બે પ્રધાનોએ કેવાં કેવાં પ્રયત્નો કર્યાં હતાં?

**देवशर्मा**—હા, એતો ક્યાં આપણું અજાણ્યું છે? ટુંકામાં બોલિયે તો સંતાનપ્રાપ્તિનું સત્સાધન કોઈપણ એઓના કરવા બહાર નહિ રહ્યું હોય.

**सोमशर्मा**—સાવિત્રીનો જન્મ થયાથી કેટલો તેનો આનંદ અને કેટલી તેઓની તેઉપર ભક્તિ? હું નથી ધારતો કે પોતાના

ઔરસ પુત્રઉપર પણ, તેઓએ જે સાવિત્રીઉપર સ્નેહ રાખ્યો છે તેનો સહસ્રાંશ પણ રાખ્યો હોય.

**દેવશર્મા**—ભાઈ! એ સર્વ પૂરી રીતે હું જાણુંછું. પણ તારે જે કેહેવાનું હોય તે ટુંકામાં કહેને?

**સોમશર્મા**—લે ત્યારે ટુંકામાં કહુંછું. આ બે સાવિત્રીબાઈજ શત્રુશલ્યને અને વીરમિત્રને પોતાના કટ્ટા શત્રુ ગણે છે.

**દેવશર્મા**—હેં હેં હેં!! કદિ એમ હોય નહિ.

**સોમશર્મા**—ઠીક છે ત્યારે, હવે આપણે ભેગા છિયે.

**દેવશર્મા**—ત્યારે એવું થવાનું કાંઈ જબ્બર કારણ હોવું જોઈએ. કુમારી સાવિત્રી કાંઈ એવાં છેક અજાણ્યાં કે અગુણજ્ઞ નથી.

**સોમશર્મા**—ઠીક છે, હવે તેપણ તુંને કહું જરા ધીરો થા. તું તો જાણે છેજ, કે રાજા અશ્વપતિએ એ બાઈને પોતાને યોગ્ય વર વરવા પવિત્ર શત્રુશલ્ય અને વીરમિત્ર સાથે દેશાટન કરવા મોકલ્યાં હતાં. ને હું પણ સાથેજ હતો. બધી દિશાઓના કુલવાન્, ગુણવાન્, વિદ્યાવાન્ કુમારો જોયા, પણ કોઈ તેની નજરમાં પોતાને યોગ્ય ન લાગો. છેવટ એક પદભ્રષ્ટ અને અપંગ રાજાનો કુંવર પોતે પસંદ કર્યો, એટલુંજ નહિ પણ એકદમ રથમાંથી ઉતરી પડી સ્વયંવરની માળા તેની ડોકમાં નાંખવા ચાલી, તે વેળાએ આ બે ભલા પ્રધાનોએ તેમ કરવા ના કહ્યું, એજ એને દુશ્મન ગણવાનું કારણ. બોલ, હવે શો તેઓનો અપરાધ છે?

**દેવશર્મા**—એટલી એ બાઈની બાલકબુદ્ધિ. રાજા અશ્વપતિ કદિ તેમ ગણે નહિ. તેઓ જરૂર સાવિત્રીને સમજાવશે.

**સોમશર્મા**—ભાઈ! તું ખરે શ્રદ્ધાજડ છો હો. તો રાજાને વળી ક્યારે વિચાર હોય છે? રાજાને કહ્યું ત્યારે કહે 'પદભ્રષ્ટવિષે તમારે કાંઈ

વિચારવાનું નથી, તેના ગુણદોષ આપણે નક્કી કરો.' હવે રાજા પદભ્રષ્ટ થયો એથી બીજો કયો દોષ? બોલ. પણ કાંઈ નહિ ભાઈ, એતો રાજાઓને, રાજ્યોને અને રાજ્યકાર્યોને છેટેથી નમસ્કાર.

**देवशर्मा**—તું બહુ પોકાર કર નહિ, કોઈ સાંભળશે તો આપણ બેયનો ઉત્સવ થશે.

**सोमशर्मा**—તારા મનમાં ભય લાગતો હોય તો હું તે વાત બંધ કરૂંછું, પણ કેહે તો ખરો કે, તું કેમ અહિં આવ્યો હતો?

**देवशर्मा**—રાજાજીએ આજ્ઞા કરી હતી કે, 'સત્વર પુષ્પ લઈ આવ, શિવપૂજન કરી મારે તરત વિચારભવનમાં જવું છે.' તેથી હું દેવપૂજન વાસ્તે પુષ્પ લેવા આવ્યો હતો, પણ તારી વાતમાં ખોટી થઈ રહ્યો. લે હવે હું જાઊં છું. (નીકળી જાય છે.)

**सोमशर्मा**—હા, એ વાત તો હું પણ ભુલી ગયો કે, પ્રધાનોએ પુષ્પ લઈ તરત આવવા મને કહ્યું હતું. હવે સત્વર પહોંચી જાઊં. (એમ કહી દોડી જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ.—વિચારભવન.

**शत्रुशल्य अने वीरमित्र प्रवेश करे छे.**

**वीरमित्र**—આર્ય શત્રુશલ્ય! હજી રાજાજી પધાર્યા નહિ.

**शत्रुशल्य**—આપણે જેમ પુષ્પ આવવામાં વિલંબ થયો તેમ તેઓને પણ થયું હશે.

**वीरमित्र**—આર્ય શત્રુશલ્ય! આપનો શો વિચાર છે? સત્યવાન્ સાથે કુમારી સાવિત્રીનો સ્વયંવર યોગ્ય છે કે નહિ ?

**શત્રુશલ્ય**—મારો તો એમ વિચાર છે, કે સત્યવાન્ સર્વ ગુણથી સંપૂર્ણ હશે તોપણ મારૂં મન તેની સાથે સ્વયંવર કરાવવામાં ત્રાસ પામે છે, વાસ્તે કદિ મહારાજા તેમ કરવાની ઈચ્છા બતાવશે તોપણ હું એકવાર પ્રાર્થના કરી ના કહીશ ખરો. પણ તમારો તેવિષે શો મત છે?

**વીરમિત્ર**—મારો પણ તમારાજ મતને મળતો મત છે, પણ સાવિત્રીનો આગ્રહ જોઈ રાજા આપણું માનશે કે નહિ માને, એ મુને સંદેહ ભરેલું લાગેછે.

**શત્રુશલ્ય**—ઠીક છે, માને કે ન માને તોપણ આપણા ધર્મપ્રમાણે આપણે કહિ છુટવું. (એટલામાં છડીદાર પોકારે છે અને રાજા, અને મહારાણી સાવિત્રી સાથે પ્રવેશ કરે છે. બે પ્રધાનો રાજાને વંદન કરી રાણીને વંદન કરે છે.)

**માલવી**—આર્ય શત્રુશલ્ય અને આર્ય વીરમિત્ર! તમે બેય કુશળ તો છો ?

**પ્રધાનો**—મહારાજાનાં તથા આપનાં પવિત્ર પુણ્યોથી અમે ખુશી છિયે. આપ સર્વને કુશળ દેખી અમને ઘણો આનંદ થાય છે.

**માલવી**—પ્રધાનો! હજી મહાત્મા નારદજી પધાર્યા નથી એટલી વારમાં પવિત્ર પુત્રી સાવિત્રીના અને તમારા શા મત ભેદ થયા છે તે અમે સાંભળવા ઈચ્છિયે છિયે.

**વીરમિત્ર**—(હાથ જોડી અને ઉભા થઈને) મહારાજ અને મહારાણી! આ માણસ જન્મ ધરીનેજ આપનું મન, વચન અને કર્મથી હિત ચાહનાર છે, અને તેથીજ જો કે સત્યવાન્ સદ્ગુણવાન્, રૂપવાન્ અને પરાક્રમી છે, તોપણ તેની પદભ્રષ્ટતા અમને એ બાબતમાં વિરૂદ્ધ થવા ઉશ્કેરે છે. એતો આપેજ વિચારવાનું છે

કે, જે સાવિત્રી ફૂલની શય્યામાં પણ કોઈ કઠણ ફૂલ આવી ગયું હોય તો તેથી દુઃખ પામે છે, જે સાવિત્રી મણિમય મંદિરમાં પણ ક્ષણેક સ્થિર થતાં નથી, જે સાવિત્રી તડકો કે ટાઢ, વરસાદ કે વાયુથી છેક અજાણ્યાં છે, તે સાવિત્રીથી એ ઘોર અને નિર્જનવનમાં રહી શકાશે? એ કઠોર દર્ભની શય્યાઉપર શયન કરી શકાશે? ભયંકર સર્પો રીંછ, વાનર અને વાઘનાં ટોળે ટોળાં જોઈ શકાશે? અને વનના ભયાનક દવાનળો, ઉનાળામાં પડતા તડકા, ને વરસાદમાં થતી ઝડીઓને સહન કરી શકે એવું એનું શરીર છે? કદિ નહિ. માટે એમ થવું અમે ઉચિત ગણતા નથી, પછી જેવી આપની ઇચ્છા. (એમ કહી બેશી જાય છે.)

**अश्वपति**—પ્રધાનો? તમારો સાર હું સમજ્યો કે પદભ્રષ્ટ છે વાસ્તે સ્વયંવર યોગ્ય નથી. પણ પ્રથમ તેના શત્રુઓને મારી, તેને તેનું રાજ્ય અપાવી, પછી સાવિત્રીનો સ્વયંવર કરિયે તો શી હરકત છે?

**शत्रुशल्य**—એમ થવાથી કાંઈજ હરકત નથી, તોપણ મારૂં મન તો તેમ કરવા ખુશી થતું નથી. ને તેનું કારણ હું કાંઈ સમજાવી શકતો નથી, માત્ર મારૂં મન પાછું ફરે છે.

**मालत्री**—મારા પ્રાણનાથના પ્રધાનો! તમે અમારા અને અમારા રાજ્યના અપ્રતિમ હિતૈષી છો. જ્યાંસુધી તમારૂં અંતઃકરણ તેમ કરવા ઉત્સાહવાળું નથી, ત્યાંસુધી સાવિત્રી ગમે તેટલો આગ્રહ કરે તોપણ હું તેમ કરવા દેનાર નથી.

**सावित्री**—(સ્વગત) પ્રધાનોએ માતાજીનું મન પોતાના વિચારને સ્વાધીન કર્યું, પણ મારૂં મન મારે આધીનજ છે.

**વીરમિત્ર.**—જો કે અમારે કાંઈ આગ્રહ નથી પણ અંતઃકરણ ના કહે છે. (એટલામાં નારદ પ્રવેશ કરે છે, રાજાઆદિ સર્વે ઉભાં થાય છે ને નારદજીને પ્રણામ કરે છે, તે સર્વેને આશિર્વાદ આપી સિંહાસનઉપર બેસેછે.)

**અશ્વપતિ**—પ્રતીહાર, જા, અહિં કોઈને આવવા દઈશ નહિ. હું આજ્ઞા કરૂં ત્યારેજ તેને આવવા દેજે.

**પ્રતીહાર**—જેવી આજ્ઞા. (એમ કહી નીકળી જાય છે.)

**અશ્વપતિ**—મહામુનિ નારદજી! રાજપુત્ર સત્યવાન્‌ને વરવા સાવિત્રીનો અભિલાષ છે. હવે તે પદભ્રષ્ટ છે તેથી મારા પવિત્ર મિત્રોનો તેમાં સંમત નથી. પણ તેમાં ગુણદોષ કેવા છે તે જાણ્યાપછી જો માત્ર પદભ્રષ્ટતાનોજ દોષ રેહેશે તો તેને હું દૂર કરી શકીશ.

**નારદ**—(ઘડિભર વિચાર કરીને) રાજા! હું સત્યવાન્‌ના ગુણ શા વખાણું! સત્યવાન્ એક રાજકુમારમાં શિરોમણિ છે. એના જેવી વિદ્યા, એના જેવી શૌર્યશક્તિ, એના જેવી કવિતાશક્તિ, એના જેવી વિચારશક્તિ અને એના જેવી પિતૃભક્તિ ક્યાંઈ મારા જોવામાં આવેલ નથી; તે સાથે ક્ષમા, નમ્રતા, ઉદારતા, ધીરતા, સરલતા અને સજ્જનતા, કાંઈક ચમત્કારિકજ છે. એના એકેક ગુણવિષે બોલવા બેશિયે તોપણ પ્રત્યેક ગુણનો ગ્રંથ થઈ પડે, વાસ્તે ટુંકામાં કહુંછું કે વિદ્યાથી, વયથી, વિવેકથી, વિનયથી, કુલથી, શીલથી, અને સર્વે ઉતમોત્તમ ગુણોથી, એ રાજ્યકુમાર આ પવિત્ર પુત્રી સાવિત્રીને યોગ્યજ છે.

**સાવિત્રી**—(સ્વગત) ભગવાન્ નારદ, તમારૂં કલ્યાણ થજો.

**માલવી**—ભગવન્! આપે તેના સર્વ ગુણવિષે વખાણ કર્યાં, પરંતુ તેના આયુષ્યવિષે આપનો શો મત છે?

**નારદ**—રાણી! જરા વિચાર કરીને કહું છું. (ઘડીભર વિચાર કરીને.)

**(પુષ્પિતાગ્રા.)**

(મનમાં) હરિ હરિ હરિ હાય હાય આતો,
અતિ દુખદાઈ બનાવ જાય થાતો;
અરર વરસ માત્ર જીવનારો,
શુભ ગુણસાગર સત્યવાન સારો.

(પ્રકાશમાં) રાજા, રાણી, શત્રુશલ્ય અને વીરમિત્ર! ખરે સત્યવાન્‌ના શુભ ગુણનો પારજ નથી, પણ મોટો દોષ એજ છે કે, માત્ર એનું આયુષ્ય હવે એક વર્ષનુંજ છે, વાસ્તે કોઈ પ્રકારે હું સ્વયંવર કરવા સંમતિ આપી શકતો નથી. (એમ કહી નારદજી અંતર્ધ્યાન થઈ જાય છે, અને રાજા, રાણી તથા સાવિત્રી મૂર્છા પામી જાય છે, પ્રધાનો ઉપચાર કરે છે, અને સહુ થોડી વારે સાવધ થાય છે.)

**માલવી**—મહારાજ! પ્રધાનોનું મન કોઈ રીતે તેમ કરવા સંતુષ્ટ થતું ન હતું તેનું આજ કારણ હશે એમ અનુમાન થાય છે.

**અશ્વપતિ**—ખરૂં છે, તે આપણા સુખદુઃખમાં સરખો ભાગ લેનારાછે, વાસ્તે તેમ થવું સંભવિત છે. (સાવિત્રીને) પુત્રિ સાવિત્રિ! તમારે ફરીથી દેશાટન કરવું પડશે. અને ઈશ્વરકૃપાથી જે તમને ઉત્તમ વર લાગશે તે સાથે હું તમારો સ્વયંવર કરાવીશ.

**સાવિત્રી**—(શરમથી આંખમાં આંસુ આવતાં નીચું જોઈ મુંગાં બેસી રહે છે.)

**માલવી**—પ્રિય પુત્રિ સાવિત્રિ! તમારા પિતાજીની આજ્ઞા તમે માથે ચડાવો અને ફરી દેશાટન કરી યોગ્ય વર શોધી આવો.

**સાવિત્રી**—(ઉભાં થઈને) માતાં! આ વેળા મારા શરીરને સારૂં નથી માટે જવા આજ્ઞા લઊં છું. (એમ કહી નીકળી જાય છે.)

**અશ્વપતિ**—એમની મુખમુદ્રા જોતાં તો તે બીજાને વરે તેવું લાગતું નથી, પછી જેવી ઈશ્વરની ઈચ્છા. હમણાં તો રાત્રિ ઘણી ગઈ છે માટે હું સર્વને પોતપોતાને સ્થાનકે જવા આજ્ઞા આપું છું.

**પ્રધાનો**—(પ્રણામ કરીને જાય છે.)

**અશ્વપતિ**—દેવિ! માલતી અને માધવીને કેહેજો એટલે તે સાવિત્રીને સમજાવે. (એમ કહી રાણીસાથે નીકળી જાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

**સ્થળ**—સાવિત્રીનું પુસ્તકાલય.

**સાવિત્રી**—અહો, મારાં પ્રિય પુસ્તકો! આપના શુભઆશ્રયથી મુને જે કાંઈ લાભ મળ્યો છે તે મારી એક જીભથી હું કહી શકતી નથી. મહાકવિયોનાં રચેલાં કાવ્યોથી, કોશોથી, કથાઓથી, કથાનકોથી, ઈતિહાસોથી અને શાસ્ત્રોથી જે હું સુખ પામી છું, તે કદિપણ વિસ્મરણ થવાનું નથી, તોપણ એક વર્ષ થયાં મારા પિતાજીની આજ્ઞાથી યોગ્ય પતિની શોધના પ્રસંગમાં મેં આપની કાંઈજ સંભાળ લેવાઈ નથી, ને હવે તો એવીજ વેળા આવી કે મારૂં મન આખા આ સંસારને અસાર અને શુન્યવત્ ગણે છે, વાસ્તે આપને હું છેલા પ્રણામ કરૂં છું. અરે, મારી પ્રિય સખિઓ માલતી અને માધવી જો મારાથી ક્ષણ પણ દૂર રહે તોજ દૂર રહેનારી આ બે કથાઓ, જેઓએ આ મારી મોટી મુસાફરીમાં પણ મને સહાયતા કરી, માલતી અને માધવીના

કરતાં વધારે સુખ આપ્યું છે, તેઓ પણ મુને આ સમય કાંઈજ સુખદાયક નથી. શું કરૂં અને ક્યાં જાઉ? મુને કાંઈજ સુજતું નથી. (એટલામાં માલતી અને માધવી સાથે પ્રવેશ કરે છે.)

**માલતી**—માધવિ! જોયું? પ્રિયસખી સાવિત્રીનો આપણા તરફ કેવો પવિત્ર પ્રેમ છે? પછવાડેથી પોતાનાં પુસ્તકો સાથે વાતો કરતાં પણ આપણને વિસારતાં નથી.

**માધવી**—ખરૂં છે, ઉત્તમ માણસોનો પ્રેમ એવોજ જોઈયે.

**માલતી**—જો ઈચ્છા હોય તો હજુ પણ એનાં મધુર વાક્યો છુપાં ઉભાં રહિને સાંભળિયે.

**માધવી**—ના, ના, બેહેન, હવે વિલંબ કરવા મારૂં મન સમ્મતિ આપતું નથી. જે સમયથી આપણા પ્રિય પિતાજી અશ્વપતિએ અને પવિત્ર માતાજીએ આપણને ભલામણ કરી છે તે સમયથી સાવિત્રીને કેવી રીતે સમજાવવાં, એવિષે મને લાંબી ચિંતા છે. માટે ચાલો આપણે તેનાં મનને આપણા તરફ ખેંચિયે. (એમ કહી બેય સાથે નજીક આવીને.)

**માધવી**—પ્રિય બેહેન સાવિત્રિ! આપની પ્રકૃતિ તો સારી છે?

**સાવિત્રી**—(સાંભળ્યાવગર વિચારમાંજ બોલે છે.)

(**વૈતાલિય**.)

નથિ હા જનની તણી મને, નથિ આજ્ઞા જનકે કરી મને;
કરિ શું કર આપનો ગ્રહું, પ્રિય સેવા સુખ કેમ હું લહું?

**માલતી**—પ્રિય બેહેન! પ્રકૃતિ સારી છે?

**સાવિત્રી**—(સામું જોઈને સ્વગત) માલતી અને માધવિયે પણ મારા મનના વિચારો જાણ્યા. ઠીક છે, એનાથી શું છુપાવ-

વાનું છે? (પ્રકાશ) પ્રિય બ્હેનો! એના જેવી પ્રકૃતિ તો મેં કોઈની જોઈ નથી. પ્રકૃતિ, ગુણ, વિદ્યા, વિચાર, શૌર્ય ધૈર્ય, અને ઔદાર્ય, એતો કારભારી પણ માન્ય કરે છે કે તેના જેવાં ક્યાંઈ નથી, પણ તે લોકો માત્ર પદભ્રષ્ટતાને લીધેજ તેની સાથે સ્વયંવર ન કરવા આનાકાની કરતા હતા. પણ પવિત્ર પિતાજિયે તેના વિચારને સારા ન હોતા ગણ્યા. એમના વિચાર તો નારદજીનાં છેલાં વાક્યોથી બદલાઈ ગયા.

**वेयसखी**—બ્હેન! અમેં તો તમારી પ્રકૃતિવિષે ખબર પુછિયે છિયે અને તમેં તો બીજીજ વાત કરો છો.

**सावित्री**—(જરા શરમાઈ જઈને) પ્રિય સખિયો! ક્ષમા કરજો, મારૂં મન હમણાં સ્થિર નથી, તેથી તેમ થયું છે. મારી પ્રકૃતિ તો સારીજ છે, માત્ર આ મોટી મનોવ્યથા છે, તેથી હું ઘેલી જેવી થઈ ગઈ છું.

**मालती**—તમે સુજ્ઞ અને વિચારવાળાં છો એટલે તમને કાંઈ કેહેવા જેવું નથી, પણ જ્યારે આપણાં માતાપિતા જે વાતમાં આજ્ઞા ન કરે તે વાતમાં આપણું આગ્રહ ન કરવો જોઈયે.

**माधवी**—મને માલતીનું કેહેવું ઘણુંજ ઉચિત્ત લાગે છે. આપણે પ્રત્યેક સ્ત્રીધર્મપુસ્તકોમાં એમ વાંચ્યું છે કે, 'સ્ત્રિયોએ વિવાહની અગાઉ માતાપિતાની આજ્ઞામાં રેહેવું જોઈયે.' એ પ્રમાણે તમારે માતાપિતાની આજ્ઞા માન્ય કરવી જોઈયે. એઓ પણ આપણા હિત વાસ્તેજ તેમ કરવાની ના પાડે છે. આપણાવિષે જેટલી તેમને ચિંતા હોય તેટલી કોઈને નજ હોય, તેમ કરતાં આપનો એટલો બધો આગ્રહ છે તેથી તે કદિ તમારી મરજી લોપે તો નહિ, પરંતુ જ્યારે નારદજી જેવા મહાત્મા પણ

તેનાં આયુષ્યવિષે સારો મત ન આપે ત્યારે તે માયાળુ માવતરનું મન કેમ તેમ કરવા કબુલ કરે? તે વિચારો. માટે ફરી દેશાટનનો આરંભ કરો, અને '**बहु रत्ना वसुंधरा**' છે, વાસ્તે ઈશ્વરકૃપાથી તેવોજ બીજો રાજકુમાર તમારા જોવામાં આવ્યાવગર રહેશે નહિ.

**मालती**—હું માધવીના બોલેબોલ માનવાલાયક ગણું છું.

**सावित्री**—(ઘડીવાર મુંગાં રહીને અને ઊંડો નિઃશ્વાસ નાંખીને) હું જન્મ ધરીને તમબેયની સાથેજ મોટી થયેલી છું. મારી પ્રકૃતિવિષે તમબેય કાંઈજ અજાણ્યાં નથી, તેમ છતાં માતાપિતાની આજ્ઞા માનવાવિષે તમે અજાણ્યાં હો તેમ મુને ભલામણ કરો છો, પણ શું હું એટલું પણ નથીજાણતી કે માતાપિતા ભણી પુત્રીનો શો ધર્મ છે? હું આપણા પવિત્ર વિદ્યાપદ ગુરૂની કૃપાથી સારી રીતે જાણું છું કે જેઓએ આપણું લાલન, પાલન અને પોષણ પણ કર્યું છે, જેઓએ આપણા સુખને માટે પોતે દુઃખ સહન કર્યાં છે, અને જેઓએ પોતાના પ્રિય પ્રાણ કરતાં પણ આપણને અધિક પ્રિય ગણેલ છે, તે માતા અને પિતાની આજ્ઞા પોતાનો પ્રાણ જતાંસુધી પણ પાળવી જોઈયે. પણ જેમ એક તરફથી સ્ત્રિયોનો માવતર તરફનો ધર્મ જોઈયે છિયે તેમજ બીજી તરફથી સ્ત્રિયોનો પોતાના પતિ તરફ કેવો ધર્મ છે? તે વિચારવા જેવું છે. સ્ત્રિયોએ એક પતિ કરી બીજો પતિ કરવો એવું કોઈ શાસ્ત્ર કેહેશે? કદિ નહિ.

**मालती**—એ અવળી વાત કરોછો. તમે એને ક્યારે પતિ કરેલ છે? નથી સ્વયંવરમાળ નાંખી કે નથી જીભથી કબુલાત આપી, ત્યારે તે પતિ કેવી રીતે કેહેવાય?

**सावित्री**—હા, હું કબુલ કરૂંછું કે મેં તેમના ગળામાં સ્વયંવરમાળા નથી આરોપી, તેમ જીભથી પણ કાંઇજ કહ્યું નથી, પણ જે સમયથી મેં તેનું મુખકમળ જોયું છે તે સમયથીજ મારા મનથીજ મેં તેને મારા પતિ ગણેલ છે. હવે બેહેનો! ગમે તો એક હજાર વર્ષનું આયુષ્ય હોય કે એક વર્ષનું હોય, મારે તો એજ પતિ, એજ પ્રાણનાથ અને એજ સંસારનું સર્વસ્વ છે. બેનો! એજ મોટું સંકટ છે કે, માતા પિતા આજ્ઞા આપતાં નથી ને મારૂં મન બીજા રાજકુમારને વરવા ચાલતું નથી. (એમ બોલતાં મુર્છાગત થઈ પડી જાય છે.)

**मालती तथा माधवी**—(મૂર્છા ઉતારવા પ્રયત્ન કરે છે.)

(એટલામાં)

**आकाशवाणी**— **(आर्या.)**

સાવિત્રી પ્રિયપુત્રી, વટસાવિત્રીતણુંજ વ્રત કરને;
ગૌરીશંભુ કૃપાથી, દીર્ઘાયુષ તેજ વર, વરને.

**सावित्री**—(સાશ્ચર્યાનંદથી એકાએક જાગૃત થઈને) શું કોઈએ મુને મારા પ્રાણનાથનું આયુષ્ વધારવાને ઉપાય બતાવ્યો? અરે અહિં તો હું કોઈને દેખતી નથી, એતો મનેજ સ્વપ્ન થયું હશે એમ લાગે છે. (એટલામાં નારદમુનિની આજ્ઞાથી બે અપ્સરાઓ અંતરિક્ષમાં સાવિત્રીના વ્રતવિષે ગાય છે અને સર્વે આશ્ચર્યથી સાંભળે છે.)

**(राग कालिंगडो ताल दादरो.)**

અહો મુજ આલિ તું નિરાશ શીદ થાયરે
થયા પરમેશ સહાયરે. અહો. ટેક.
પતિનું આયુષ વધવાસારૂ, સુણજે સરસ ઉપાયરે. નિરાશ.

વડસાવિત્રીવ્રત કર બેની, સુખ સહુ એથી પમાયરે. નિરાશ.
સાવધ થા સાવધ થા આલિ, મનમાં કેમ મુઝાયરે. નિરાશ.

**સાવિત્રી**—(સાંભળીને) સખિયો! આ ગાયનનો અભિપ્રાય એવો જણાય છે કે, 'વટસાવિત્રી'નું વ્રત કરવાથી મારૂં હિત થશે. પણ તે શી રીતે કરવું તેવિષે તમે મારા પ્રિય પિતાજીની પ્રાર્થના કરો કે તે સારા વિદ્વાનોને બોલાવી, એ વ્રતની સવિસ્તર વિધિ પુછે, તે પછી તે બતાવે તેમ હું કરૂં.

**બેયસખી**—સારૂં પ્રિય સખિ, અમે આપણા પ્રિય પિતાજી પાસે જઈયે છિયે. (એમ કહી જાય છે.)

**સાવિત્રી**—હું પણ હવે શિવપૂજન કરવા જાઉં. (એમ કહી નીકળી જાય છે.

---

## પ્રવેશ ૪ થો.

સ્થળ—તપોવનમાંનો આશ્રમ.

**વૃદ્ધરાજા દ્યુમત્સેન તથા તેની રાણી શૈબ્યા**

**શૈબ્યા**—પ્રાણનાથ! તપોવનમાં આજ કાંઈ ઉત્પાત થવાનો હોય એવું જણાય છે.

**દ્યુમત્સેન**—તમે શાથી જાણ્યું?

**શૈબ્યા**—મહારાજ! ઘણીવાર થયા કોલાહલ થવાથી મને લાગે છે કે કોઈ સેના આવતી હશે.

**દ્યુમત્સેન**—હશે, કોઈ રાજા મૃગયા કરવા આવેલ હશે તેનો કોલાહલ થતો હશે. ગમે તેમ હોય આપણે આપણું શિવપૂજન અને શિવસ્તુતિનું કામ ચલાવો.

**शैब्या**—પ્રાણનાથ! આપની આજ્ઞા હું માન્ય કરૂં છું, પણ તપોવનમાં મૃગયા રમનાર રાજાનું આવવું અસંભવિત છે, ને એજ, કારણથી મુને ભય ઉત્પન્ન થાય છે.

**द्युमत्सेन**—આપણે હવે ભય પામવા જેવું શું છે? જે કારણથી ભય થવાનો સંભવ હતો, તે કારણ હવે કાંઈજ આપણી પાસે નથી.

**शैब्या**—હું એમ ધારૂં છું કે કદિ આપનાં રાજ્યનો લેનારજ અહિં આવતો તો નહિ હોય?

**द्युमत्सेन**—અહિં આવવાનું તેને કાંઈ પ્રયોજન નથી.

**शैब्या**—મહારાજ! આપ નિષ્કપટ સ્વભાવના છો તેથી આપને એમ લાગે છે, પણ દુષ્ટ લોકો દુઃખ દેવાથીજ લાભ જાણે છે. મારો કુમાર સત્યવાન્ પણ હજી ફળફૂલ લેઈ વનમાંથી આવ્યો નહિ, શું થશે? (એટલામાં સત્યવાન્ પ્રવેશ કરે છે.)

**सत्यवान्**—માયાળુ માતાપિતા! હું આપને વંદન કરૂં છું.

**बेयसाथे**—પુત્ર, પુત્ર, પ્રિય પુત્ર! શું તું આવ્યો? સારૂં થયું, અમે તારીજ ચિંતા કરતાં હતાં.

**सत्यवान्**—માતાપિતા! આપના પ્રતાપથી મુને કોઈ પ્રકારની હરકત આવતી નથી, માટે મારાવિષે આપે નિશ્ચિંત રહેવું.

**बेयसाथे**—આ કાંઈ વનમાં કોલાહલ શો થાય છે?

**सत्यवान्**—માતાપિતા! હું ફળફૂલ લેવા ગયો તે વેળા દૂર કોલાહલ થતો હતો, પણ આપની શિવપૂજનની વેળામાં વિલંબ થાય માટે મેં તે જોવામાં લક્ષ દીધું નહતું. હવે આપની આજ્ઞા હોય તો તરત તપાસ કરી આવું કે તે શું છે.

**बेयसाथे**—ના, ના પુત્ર, એમ જાવું નહિ. કારણ કે કોઈ આપણો દુશ્મનજ હોય તો?

**सत्यवान्**—દુશ્મન હોય તો શું થવાનું? આપની કૃપાથી માત્ર આ મારી એક તરવાનેજ સહાયમાં લેઈને તેઓને મારે આધીન કરવા હું અશક્ય નથી ગણતો. માટે નિશ્ચિંત રહી મુને આજ્ઞા આપો. (એટલામાં ભયભીત થઈને ઋષિઓ, ઋષિપત્નિઓ અને ઋષિબાલકો પ્રવેશ કરે છે.)

**सघळां साथे**—મહારાજ! રક્ષણ કરો. એ કોઈ રાજાની સેના આપનો આશ્રમ પૂછતી અને આપનું તપોવન પૂછતી ચાલી આવે છે. અમે પુત્રતુલ્ય ઉછેરેલાં વૃક્ષોનો ઘાણ વળી ગયો, અમારાં વિશ્વાસુ પશુપક્ષિઓ ત્રાસથી કોણ જાણે ક્યાંય જતાં રહ્યાં, બાલલતાઓ તો બિચારીઓ સુકાઈ ગઈઓ, અને કામદુઘાઓ તથા તેનાં ન્હાનાં વાછડાંઓ પણ નજરે આવતાં નથી, ત્યાં મૃગચર્મ વ્યાઘ્રચર્મ અને દંડોની તો વાતજ શી કરવી? અમે જન્મ ધરી કોઈ દિવસ આવો ઉત્પાત જોયો નથી.

**सत्यवान्**—ઋષિઓ, ઋષિપત્નીઓ અને ઋષિકુમારો! તમે કાંઈ ત્રાસ પામો માં. હમણાં હું મારાં માતાપિતાની આજ્ઞા થઈ કે એક ઘડીમાં તેઓનો ગર્વ ઉતારી, તેઓ જે હશે તેની પાસે તપોવનનાં વૃક્ષો અને બાલલતાઓ સમરાવી, તમારી પર્ણકુટીઓ નવીન કરાવી, તેમાં પશુપક્ષિયો, કામધેનુઓ અને તેઓનાં બચ્ચાં ગમે ત્યાંથી ગોતાવી તેઓ પાસે બંધાવી, પછી હું એ લોકને છોડીશ, તમે નિશ્ચિંત રહો. (દ્યુમત્સેનને) પિતાજી! મને તરત આજ્ઞા આપો, કારણ કે હવે હાથી, ઘોડા, રથ અને પાળાઓ આવી પહોચ્યા છે, તેથી હું વિલંબ સહન કરી શકતો નથી.

**द्युमत्सेन**—પ્રિયપુત્ર! એવી મોટી સેના સામે તુંને રજા દેવી તે

કરતાં હું અગ્નિમાં આહુતિ દેઈ તેની સમાપ્તિ કરૂં છું. (એમ કહી હાથમાં આહુતિ લેઈ મંત્ર ભણે છે.) (સ્વગત) હું એ સૈન્યનો પ્રલય કરવા ઈચ્છું છું, પણ મારૂં હૃદય કાંઈ જુદાજ પ્રકારનું શુભ સૂચવે છે, ને મારા જમણાં અંગો કાંઈ નવીજ આનંદની નિશાનીઓ બતાવે છે, માટે જરા રોકાવું ઉચિત છે. સાહસકર્મ કરવામાં સિદ્ધિ નહિ.

(એમ કહી હોમની સામગ્રી હેઠી મેલી દે છે.)

**सत्यवान्**—પિતાજી, પિતાજી! હવે હું ખમવાનો નથી, ગમે તો આજ્ઞા આપો કે ન આપો. આપણા બાલકદંબને પણ તેનો હાથી ઉખેડવા લાગ્યો છે એમ ઋષિબાલકો કોલાહલ કરે છે, માટે હું ભીરૂની પેઠે અહિં બેશી નહિ રહું. અરે દુષ્ટો! કોણ એ બાલકદંબને ઉખેડનાર છે? આ મારી તરવાર તેની સંભાળ લેવા તૈયાર છે.

(એમ કેહેતાં કેહેતાં પર્ણકુટીમાંથી નીકળી જાય છે એટલામાં.)

**अश्वपति**—(નેપથ્યમાં) અરે ઈંદ્રસેન, શત્રુમર્દન અને વીરસેન! તમે ત્રણેય જણ સેનાપતિનું કામ કરતાં આવડા વૃદ્ધ થયા છો તોપણ તમારામાં વિચારશકિત ન આવી? આ તપોવનમાં તે તમારી સેનાનું શું કામ હતું? અમારી અને પ્રધાનની પાલખી તો દૂર હતી, પણ તમને એમ વિચાર ન આવ્યો કે અહિં કાંઈ લડાઈ તો નહોતીજ કરવી? જાઓ જાઓ, હવે જેમ આ તપોવનને હાથી, ઘોડા, પાલખી અને પાયદળોથી કાંઈ નુકસાન ન થાય તેમ આ તપોવનથી બહાર નીકળી સૈન્યનો પડાવ કરો. અહિં માત્ર મારા પવિત્ર વૃદ્ધ પ્રધાનોનુંજ કામ છે.

**सेनापतिओ**—(નેપથ્યમાં) જેવી આજ્ઞા.

**દ્યુમત્સેન**—અરે, આ તો ઘણાં વર્ષો પેહેલાં મારા કાનઉપર જેનો શબ્દ આવ્યો હતો તેનોજ સુખદ શબ્દ છે, પણ તેનું અહિં વગરકારણે આવવું ક્યાંથી થાય?

**શૈબ્યા**—શું આપના પરમમિત્ર અશ્વપતિનોજ એ શબ્દ છે? જો કે મેં એમને કોય દિવસ જોયેલ નથી, તોપણ આપેં મારી પાસે ઘણીવાર તેની પ્રશંસા કરેલ છે તેથી હું તેમને સારી રીતે જાણું છું. જો કદિ તેજ હોય તો હું અંદરની પર્ણકુટીમાં જાઊં.

**દ્યુમત્સેન**—દેવિ! જો હું ધારૂં છું તેજપ્રમાણે મારા મિત્ર અશ્વપતિજ એ હોય તો તમારે અંદરની પર્ણકુટીમાં જવાની શી જરૂર છે? એ મહારાજાથી આપણે કાંઈ જુદાઈ રાખ્યા જેવું નથી.

**શૈબ્યા**—આર્યપુત્ર! કદિ આપના પ્રિયમિત્ર રાજા અશ્વપતિજ તે હોય, તો આપણો પ્રિયપુત્ર સત્યવાન્ આ ઋષિલોકોનો દીનતાપૂર્વક કોલાહલ સાંભળી, માત્ર એક બેધારૂં ખડ્ગ લેઈ આવતી સેનાને અટકાવવા નીકળી પડ્યો છે, તેને કોઈ ઋષિઓ સાથે કહેવરાવો કે જો અશ્વપતિની આ ફોજ હોય તો તેવિષે તે સેનાને કાંઈજ તું હરકત કરતો નહિ.

**દ્યુમત્સેન**—દેવિ! જો હું ફરીને તેનો શબ્દ સાંભળું તો નકી કહું કે તે એજ છે કે નહિ.

**નેપથ્યમાં**— (વૈતાલીય.)

ઋષિઓ ઋષિપત્નિયો અને, ઋષિપુત્રો ભય ના ધરો મને;
પણ ક્યાં મળશે કહો તમે, સુગુણી શાલ્વ મહીપતિ મને.

**દ્યુમત્સેન**—દેવિ! અરે એજ, એજ, અશ્વપતિજ, અશ્વપતિજ. આ ગંભીર શબ્દ એવિના બીજા કોઈનો નહિ. અરે મારા સ્નેહી તપસ્વિયો! તમારામાંથી કોઈ એક દોડીને સત્યવાનને કહો કે

એ મહારાજા મારા પરમમિત્ર છે, માટે તેમની સેનાને તું કોઈ પ્રકારથી હરકત ન કરતાં, તે મહારાજને ઘણા માનપૂર્વક આપણા આશ્રમમાં લઈ આવ, જેથી ઘણા દિવસથી થયેલા વિયોગના દુઃખને તેમના મળવાથી દૂર કરૂં.

**ऋषियो**—(સર્વ સાથે) મહારાજ દ્યુમત્સેન! અમારામાંથી તો કોઈની એવી હિંમત નથી કે તે સૈન્યની સામો જવા કબુલ કરે. પણ આ દેવવ્રત જો કે બાલક છે પણ સત્યવાન્નો બાલમિત્ર છે, તેને લીધે અમારા જેવો તે સૈન્યથી બીતો નથી તેથી તે જાય છે.

**द्युमत्सेन**—પુત્ર દેવવ્રત! સત્વર જા, સત્વર જા. જેમ બને તેમ તારા મિત્રને તરત મળીને સેના સાથે હરકત કરતાં અટકાવજે હો.

**देवव्रत**—મહારાજ! જેવી આપની આજ્ઞા.(એમ કહી નીકળી જાયછે.)

**द्युमत्सेन**—ચાલો દેવિ, આપણે પણ આપણા માધવીમંડપમાં જઈને બેશિયે. પ્રિયમિત્ર અશ્વપતિને મળવામાં એ ચોક ઘણો ઉત્તમ થઈ પડશે.

**शैब्य**—જેવી આર્યપુત્રની આજ્ઞા. (એમ કહી નીકળી જાય છે.)

**ब्राह्मणो**—ચાલોને આપણે પણ માધવીમંડપમાં જઈને આગળથી બેસી જઈયે. (એમ કહી નીકળી જાય છે.)

---

## પ્રવેશ ૫ મો.

**સ્થળ**—તપોવનના આશ્રમનો એક ભાગ.

**द्युमत्सेन, सत्यवान्, अश्वपति, प्रधानो, वगेरे.**

**सत्यवान्**—(ઉઘાડું ખડ્ગ ઉગામી જરા ધીરો થઈને મનમાં) આ હાથીને સંગ્રામવિના મારવો એ રાજાનો ધર્મ નથી. તોપણ જો તેણે આ બાલકદંબને વધારે હાનિ કરી હોત તો હું આજ

ખડ્ગથી તેના બે કટકા કરત, પણ તેવો તેણે હજી કાંઈ અપરાધ કર્યો નથી એટલે તે ખડ્ગથી હણવાને પાત્ર નથી. (એમ કહી ખડ્ગ મિયાનમાં નાખી હાથીને સુંઢથી ઝાલી પાછે પગે હડશેલે છે એટલામાં અશ્વપતિ અને બે પ્રધાનો આવી પહોચે છે.)

**अश्वपति**—પ્રધાનો! જુઓ આ સત્યવાન્, જેને વરવા સાવિત્રી આગ્રહ કરે છે. જરા આપણે આ કદલીવનમાં છુપાઈ રહીને તેનું પરાક્રમ આ પ્રસંગે જોઈયે.

**प्रधानो**—જેવી મરજી. (એમ કહી સર્વે છુપાઈ જાય છે એટલામાં ઈંદ્રસેન શત્રુમર્દન અને વીરસેન ત્રણે સેનાપતિઓ આવી પોંચેછે.)

**इंद्रसेन**—અરે, આ કોણ છે?

**शत्रुमर्दन**—અરે, આ તો આપણા હાથીને બે હાથે સુંઢ ઝાલીને પાછે પગે હઠાવતો આવે છે!

**वीरसेन**—કોઈ રાજબીજ હોય એમ લાગે છે. ગમે તે હોય પણ આપણા હાથીની શું કરવા દુર્દશા કરે છે?

**त्रणे साथे**—ભદ્રમુખ! તમે કોણ છો? કોના પુત્ર છો? આ આ હાથીને શું કરવા કનડો છો?

**सत्यवान्**—હું મહારાજ ધુમત્સેનનો પુત્ર છું. એ મહારાજા આ તપોવનમાં રહે છે. આ હાથીના આવવાથી અમારા તપોવનમાં મુનિલોકોને ઘણુંજ દુઃખ પડ્યું છે, માટે તેની આ દુર્દશા કરવી પડે છે. હવે તમારી સર્વની દુર્દશા કરવી છે કે જેઓ એકદમ આ આશ્રમમાં બેસુમાર નુકશાન કરી ગયા છે.

**इंद्रसेन**—શું? આ હાથીને તમે અનાથ ગણો છો?. એમ ગણતા હો તો તમારી ભૂલ છે. તેમજ અમે પણ જરા હથીયાર બાંધિયે છિયે ખરા. અમારી દુર્દશા કરતાં જરા વાર લાગે.

વિચારીને બોલતા જાઓ. અથવા વનમાં રેહેનારા લોકોને વિવેક હોતોજ નથી તેથી એમ બોલો એમાં તમારો શો અપરાધ?

**सत्यवान्**—મારા શત્રુને ગમે તેવા નાથ હોય તોપણ હું તેઓને અનાથજ ગણું છું. હાથીના પ્રાણ રાખ્યા છે તે માત્ર રાજધર્મમાં વિરોધ આવવાથીજ. હવે જો તમેજ એ હાથીનું નાથપણું ધરાવતા હો તો આ ખડ્ગ પ્રથમ તમારીજ સંભાળ લેશે, પછી તે હાથી સનાથ છે કે અનાથ છે તે જોઈ લેશે.

**शत्रुमर्दन**—નહિ, નહિ, હાથીના અને અમો સર્વના સ્વામી તો જુદાજ છે. મહારાજ અશ્વપતિને ઓળખ્યા છે? કે જેણે લાખો શત્રુનાં દળને દળી નાંખ્યાં છે.

**सत्यवान्**—ઠીક છે, તેઓ પણ સામા આવશે તો આ ખડ્ગ તેમની યોગ્ય સેવા કરવા ચૂકશે નહિ. પણ તમારામાં કંઈ છે કે ચારણ ભાટપ્રમાણે મિથ્યા ધણીનાં વખાણ કરી પેટ ભરો છો?

**त्रणेसाथे**—શું, શું, શું? આપણા ધણીને પણ એ તિરસ્કાર કરે છે! મારો, મારો, મારો. (એમ કહી દોડે છે.)

**सत्यवान्**—(ઉઘાડું ખડ્ગ લેઈ સામો થાય છે એટલામાં)

**देवव्रत**—(નેપથ્યમાંથી બહાર નીકળીને)સત્યવાન્, સત્યવાન્! આપણા પિતાના પરમપ્રિયમિત્ર રાજા અશ્વપતિનાં એ માણસો છે માટે મારશો નહિ, મારશો નહિ. (તેટલામાં તરત.)

**अश्वपति**—(બહાર નીકળીને) હાં, હાં, હાં. સેનાપતિઓ, હથીયાર છોડી ઘો, છોડી ઘો. આ સત્યવાન્ મારા પ્રિયમિત્ર દ્યુમત્સેનનો પુત્ર છે. (એમ કહી સત્યવાન્‌ને મળે છે.)

**सत्यवान्**—(તરત પગમાં પડીને) આ મારા પિતાજીનો મોકલેલ દેવવ્રત જરા વિલંબે આવ્યો તેથી હું આપના અપરાધમાં આ-

ળ્યો છું અને તેથીજ હું આપને તથા મારા પિતાજીને મુખ દેખાડતાં શરમાઉં છું.

**अश्वपति**—વત્સ સત્યવાન્! પોતાની જાતિને શોભતું કામ કરવામાં કોઈને કાંઈ શરમાવા જેવું નથી.

**सत्यवान्**—આપ આપની અપ્રતિમ દયાળુતા અને નિઃસીમ સૌમ્યતાથી તેમ કહો તે ઉચિત છે, પરંતુ મારા મનમાંથી તેવિષે ખેદ મટતો નથી.

**अश्वपति**—નહિ, નહિ, સત્યવાન્! હું વિવેક નથી કરતો પણ આ સર્વ પ્રસંગ જોઈ હું વધારે પ્રસન્ન થયો છું. એવિષે મારા પ્રધાનો પણ સાક્ષી છે.

**शत्रुशल्य**—રાજાજી ખરૂં કહે છે. એઓએ પ્રથમજ અમને આજ્ઞા કરી હતી કે આ પ્રસંગે છુપા રહીને સત્યવાન્નું પરાક્રમ જોવું.

**देवव्रत**—(કાનમાં) વયસ્ય! પિતાજીની આજ્ઞા છે તો પુણ્યશીલ મહારાજા અશ્વપતિને માનપૂર્વક આપણા આશ્રમમાં તરત લઈ આવવા વાસ્તે વિલંબ કેમ કરો છો?

**सत्यवान्**—(રાજાને) આર્ય! આપના સમાગમને માટે મારા પિતાજી ઘણા આતુર છે તેથી સત્વર પધારીને અમારા આશ્રમને કૃતાર્થ કરશો એવી આ માણસ આશા રાખે છે.

**अश्वपति**—જેટલું તમારા પવિત્ર પિતાજીનું મન મને મળવા ઈચ્છતું હશે, તેટલુંજ મારૂં મન પણ તેમને મળવા ઉત્કંઠિત છે, તેથી હું પણ વિલંબ કરવા ઈચ્છતો નથી. (પ્રધાનોને) પ્રધાનો! ચાલો, મારા પવિત્ર મિત્રનાં દર્શન કરી તમે કૃતાર્થ થાઓ.

(એમ કહી જાય છે.)

**अंक बीजो समाप्त.**

# अंक ३ जो.

## प्रवेश १ लो.

સ્થળ—માધવીમંડપ. (આશ્રમનો એક ભાગ.)

**प्राज्ञवान्, ब्राह्मणो, अने पछीथी द्युमत्सेन, शैब्या, अश्वपति अने तेना प्रधानो, इत्यादि.**

**प्रज्ञावान्**—(પ્રવેશ કરીને) અહો, હજી એ લોકો કેમ અહિંયાં આવ્યા નહિ? હું તો થોડીવાર દેવવ્રત કેવી રીતે જાય છે તે જોવામાં રોકાયો હતો પણ તે સર્વ ક્યાં રોકાયા હશે!

(એટલામાં સર્વ બ્રાહ્મણો આવે છે.)

**ब्राह्मणो**—ઋષિયો! આવો, આવો, આપણે સારી જગ્યા જોઇને બેશી જઈયે. (એમ કહી બેસી જાય છે.)

**प्रज्ञावान्**—સંભારતાં સર્વે આવી પહોચ્યા પણ મહારાજા હજી ન આવ્યા.

**ब्राह्मणो**—ખરે, 'સંગ તેવો ગુણ,' આપણે આવડા થયા પણ સેનાથી ભય પામી અહિં આવતા રહ્યા અને જુઓને દેવવ્રત બાલક છતાં કેવો એકદમ રાજાની આજ્ઞાથી દોડ્યો ગયો? કારણ કે તેને જન્મથીજ સત્યવાન્નો સંગ છે. પણ તેની પછવાડે પ્રજ્ઞાવાન્ તેની ચર્ચા જોવાને ગયો હતો તે આવ્યો કે નહિ?

**प्रज्ञावान्**—આર્યો! હું તો આપસર્વની પ્રથમજ આવી બેઠો છું. પણ તમને આવતાં આટલો વિલંબ કેમ થયો?

**ऋषिओ**—અમારે સત્વર અહિં પહોચી જવા ઇચ્છા હતી પણ રાજા તથા રાણી અપંગ તે ઘણાંજ ધીરાં ચાલે તેથી વિલંબ થયો. પણ જયારે કદલીવનની સાંકડી ગલીમાંથી નીકળી ચંપકવનના મેદાનમાં આવ્યાં કે તરત દોડીને અમે અહિં આવતા રહ્યા.

**प्रज्ञावान्**—એવડું તમારે અહિં શું જમવું હતું કે તે બેય અપંગને પછવાડે મૂકી દોડ્યા આવ્યા?

**ऋषिओ**—અમારે સારી જગ્યા જોઈને બેસી જવું હતું. પણ તું ત્યાં શું ચર્ચા જોઈ આવ્યો તે તો બોલ.

**प्रज्ञावान्**—હું તમારી પેઠે મહારાજા આવ્યાવિના નિશ્ચિંત બેશી ગપાટા મારી વખત ગુમાવવા ચાહતો નથી, આર્યરાજર્ષિ તથા તેનાં ધર્મપત્નીને લેવા વાસ્તે સામો જઈશ. (એમ કહી ઉભો થાય છે, એટલામાં રાજા દ્યુમત્સેન તથા તેનાં રાણી પ્રવેશ કરે છે.)

**द्युमत्सेन**—દેવિ! ખરે આપણે હવે માધવીમંડપમાં આવી પહોચ્યાં છિયે. કારણ કે ચોતરફથી માધવીનાં પુષ્પોનો મધુર ગંધ આપણને નજીકમાં આવવાથી ઘણોજ આનંદને આપે છે, આ કોમળ વાલુકા પણ તેજ મંડપ છે એમ આપણને નિશ્ચય કરાવે છે અને ચોતરફથી પડતાં પુષ્પોવડે તે માધવીમંડપ જાણે કેમ આપણને અર્ઘ્ય આપતો હોય એમ લાગે છે.

**शैब्या**—પ્રાણનાથ! આપનું બોલવું યથાર્થ છે.

(**मधुमाधवी**.)

ગુંજારવો મધુકરો મધુરા કરે છે,
કોલાહલો મૃદુલ કોકિલ તો કરે છે,
મોરો મનોહર મલાર મુખે ધરે છે,
માટેજ તે મધુર મંડપ આ ખરે છે.

**ऋषिओ**—(રાજાને આવતા જોઈ ઉભા થઈને) મહારાજનો જય થાઓ, જય થાઓ.

**द्युमत्सेन**—હું આપ સર્વને પ્રણામ કરૂં છું. (પ્રણામ કરે છે).

**ब्राह्मणो**—દીર્ઘાયુર્ભવ.

**शैब्या**—ઋષિયો ! હું આપને પ્રણામ કરૂં છું.

**ऋषिओ**—અખંડસૌભાગ્યા ભવ.

**प्रज्ञावान्**—આર્યરાજર્ષિ! આપને આવતાં વિલંબ થયો તેથી ઘણો ખેદ થતો હતો, પણ આપ પધાર્યા તે સારૂં થયું.

**द्युमत्सेन**—કોણ એ? પ્રજ્ઞાવાન્ કે? વત્સ! દેવવ્રત ત્યાં પહોચી ગયો હશે કે?

**प्रज्ञावान्**—આપની આજ્ઞા થઈ કે તરત પલાશદંડ ખભે લેઈ દોડ્યો ને હું પણ તે કૌતુક જોવા દોડ્યો ગયો.

**ब्राह्मणो**—(પરસ્પર) હવે કેવો મોટી મોટી વાતો કરવા મંડી ગયો?

**प्रज्ञावान्**—આપણા બાલકદંબ પાસે જ્યાં તે પહોચ્યો ત્યાં તો અમારા પ્રિયમિત્ર સત્યવાન્ એક હાથીને સુંઢે ઝાલી પાછે પગે હડશેલતા જોવામાં આવ્યા.

**द्युमत्सेन**—ઘણું ખોટું થયું.

**शैब्या**—અશ્વપતિને ઘણું ખોટું લાગશે.

**द्युमत्सेन**—પછી, પછી?

**प्रज्ञावान्**—પછી જેવા તે મેદાનમાં ગયા કે દેવવ્રત તે પછવાડે આપનો સંદેશો કેહેવા ઉતાવળે ગયો છે, ને હું અહિં આવતો રહ્યો છું.

**द्युमत्सेन**—ઠીક છે ત્યારે તો દેવવ્રત પાસેથી મારો સંદેશો સાંભળી સત્યવાન્ માનપૂર્વક મહારાજા અશ્વપતિને અહિં તેડી લાવશે. (તેટલામાં પ્રથમથી સત્યવાન્ પ્રવેશ કરે છે.)

**सत्यवान्**—પિતાજી! મહારાજા અશ્વપતિ અહિં નજીકમાં પોતાના પ્રધાનોસહિત આવી પહોચ્યા છે ને તે માધવીમંડપમાં આવવાને આતુર છે, માટે મને ખબર દેવા મોકલ્યો છે.

**દ્યુમત્સેન**—જા, જા, જેમ બને તેમ સત્વર તેના સમાગમનો અનુભવ મને કરાવ.

**સત્યવાન્**—જેવી પિતાજીની આજ્ઞા. (એમ કહી બહાર નીકળી પાછો રાજા અશ્વપતિ અને પ્રધાનોસહિત પ્રવેશ કરે છે અને પોતાના પિતાજીને અને અશ્વપતિને મેળવે છે.)

**અશ્વપતિ**—(ગદ્ગદ કંઠે) આર્યરાજર્ષિ! ઘણા દિવસે આપનાં દર્શન થવાથી હું કૃતાર્થ થયો છું.

**દ્યુમત્સેન**—એ તો પરસ્પર છે.

**અશ્વપતિ**—(રાણી શૈબ્યાને) આર્યે દેવિ! હું અશ્વપતિ આમને પ્રણામ કરૂં છું.

**શૈબ્યા**—પ્રતિદિવસ આપનો પ્રબળ પ્રતાપ વધો.

**પ્રધાનો**—આર્યરાજર્ષિ! અમે આપ દંપતીને પ્રણામ કરિયે છિયે. (એમ કહી પગે પડે છે.)

**દ્યુમત્સેન**—કોણ એ?

**અશ્વપતિ**—એ તો આપણા શત્રુશલ્ય, વીરમિત્રાદિ પ્રધાનો છે.

**બ્રાહ્મણો**—(પરસ્પર સ્વગત) ધન્ય છે અશ્વપતિને, શું એનું વિવેક સહિત બોલવું છે?

**દ્યુમત્સેન**—પ્રિયમિત્ર અશ્વપતિ! (એમ કહી બોલવા જાય છે, એટલામાં).

**અશ્વપતિ**—(વચમાં બોલી ઉઠે છે.) આર્ય, આર્ય! આપનું આ બોલવું યોગ્ય નથી.

**દ્યુમત્સેન**—ઠીક છે, મારે જે બોલવાનું છે તે બોલી બંધ રાખુંછું. પણ પેહેલાં મારૂં બોલવું અયોગ્ય શું છે તે આપની પાસેથીજ સાંભળવા ઇચ્છું છું.

**અશ્વપતિ**—તે એજ કે, આ માણસ આપના તરફથી 'વત્સ' એવાં વિશેષણનો લાભ લેવા લોભી છે, તેને આપ 'મિત્ર' એવું વિશેષણ આપો છો, એ શું ઘટિત છે ?

**દ્યુમત્સેન**—ઠીક છે, (જરા હસીને) પ્રિયસખા! શું મિત્રતાનો સંબંધ અવસ્થાની બરોબરીથી બંધાય છે એમ તમે ગણો છો? નહિ નહિ, કદિ નહિ. એ અલૌકિક સંબંધ બંધાવાનું કારણ તો કોઈ અચિંત્યજ છે. હું આપને અનેક ઇતિહાસોથી સિદ્ધ કરી આપીશ કે અનેક ગુણવાન્ રાજાઓના મિત્રો રાજાઓ કરતાં ઓછામાં ઓછી બમણી અવસ્થાવાળા થઈ ગયા છે. ત્યારે શું તેઓ મિત્રના વિશેષણથી નહિ બોલાવતા હોય? ખરૂં વિચારતાં મનની તુલનાઉપરજ મિત્રતાનો સંબંધ આધાર રાખે છે, અને તેથી જે તમને 'પ્રિયમિત્ર!' એમ કહું છું તે લાયકજ છે.

**અશ્વપતિ**—આ સમયે એ વિષયનો વિવાદ કરીને આપના તરફથી મળતાં વચનાંમૃતોમાં વિઘ્ન થવા ઇચ્છતો નથી, માટે આપનું શું વકતવ્ય હતું તે આપ હવે અમને જણાવવા કૃપા કરશો.

**દ્યુમત્સેન**—મારે બોલવાનું એજ છે કે, "આપનું આ સૈન્ય છે" એ ન જાણવાથી બાલબુદ્ધિ સત્યવાન્ તરફથી થયેલું આપનું અપમાન જોઈ, આ માણસ નિઃસીમ ખેદમાં તથા અત્યંત લજ્જામાં મગ્ન થતાં પોતાના મનને કોઈપણ પ્રકારે આલંબન આપી શકતું નથી. હવે આપને ખરી રીતે ઓળખ્યા પછી પણ અવસ્થાથી થયેલી અપંગતા, આપને સામું આવવા આદિ સત્કારોમાં પૂર્ણ રીતે આડી આવી છે.

**શૈબ્યા**—અને પદભ્રષ્ટપણું એપણ આ સમયે આપ જેવા અલક્ષ્ય

અતિથીનો લાભ થયા છતાં તેને યોગ્ય સત્કાર નહિ કરાયાથી કાંઈ ઓછું ખેદકારક થતું નથી.

**अश्वपति**—આર્યરાજર્ષિ અને મહાદેવિ! સત્યવાન્ તરફથી જે થયું છે તે મુને સંતોષકારક છે કે અસંતોષકારક છે, એ મારો સત્કાર છે કે અસત્કાર છે, તે વિચાર મારા મનઉપર આધાર રાખે છે. એવિષે આપે નિશ્ચિંત રેહેવું. અવસ્થાથી થયેલી અપંગતા પણ આપની વંધતાને સૂચવે છે, તેથી કાંઈ ઉદાસી થવા જેવું નથી. હવે ત્રીજું જે પદભ્રષ્ટ થયાનું કારણ કહ્યું તે ખરૂં છે, પણ તેથી તો મારેજ લાજવાનું અને ખેદ પામવાનું છે, કે મારી લાખો ઘોડાંની ફોજ આબાદ છતાં, મારા દ્રવ્યના ભંડારો પૂર્ણ છતાં અને મારી મિત્રસંપત્તિ શક્તિવાળી છતાં હું આપને આવી દશામાં જોઊં છું.

**वीरमित्र**—ખરે, મહારાજાએ જે સમયથી આપની પદભ્રષ્ટતાની વાત સાંભળી છે, તેજ સમયથી તેઓ આ પ્રકારનો ઉદ્વેગ ધરાવ્યા કરે છે.

**अश्वपति**—હું એટલાથીજ મને મંદભાગ્ય અથવા અકૃતાર્થ ગણુંછું, કે મારા મિત્રો આવી દશામાં આવી પડે ત્યાંસુધી પણ મને ખબર ન આપે. આ કેવી ખેદકારક વાત છે? મિત્રો જયારે આપત્તિમાં સહાય ન કરે ત્યારે તેઓ કયા સમયે ઉપયોગી છે તે હું જાણી શકતો નથી. શું પોતે આવાં કષ્ટ ભોગવી મુગે મોઢે બેસી રહી; આ માણસ આપનાથી કાંઈ ભિન્ન છે એવું આપેજ સિદ્ધ નથી કરી આપ્યું? ખરૂં મિત્રતાનું કામ એ છે કે પોતાના મિત્રના સુખદુઃખમાં સરખો ભાગ લેવો. આપનું પદભ્રષ્ટપણું સાંભળતાં મને બે વાત ખેદકારક થઈ પડી છે. એક તો

આપનું પદભ્રષ્ટપણું અને બીજો મારાવિષે રાખેલો ભિન્ન ભાવ. આ વિષયમાં જે પશ્ચાત્તાપ અને જે લાજ મને પ્રાપ્ત થાય છે તે એક મારૂં અંતઃકરણજ જાણે છે.

**દ્યુમત્સેન**—પ્રિયમિત્ર અશ્વપતિ અને પ્રવીણ પ્રધાનો! આ સમયે મારે ટુંકામાં એક ભાષણ આપસર્વની સેવામાં મેલવું જોશે, માટે ઘડીવાર તેઉપર ધ્યાન આપશો. પ્રિયમિત્રો! મિત્ર માત્ર બે અક્ષરનો શબ્દ છે, પણ તેની ગંભીરતા સીમાવગરની છે. જે રસ માતામાં છે તે રસ પિતામાં નથી, જે રસ પિતામાં છે તે રસ માતામાં નથી, જે રસ ભાઈઓમાં છે તે અન્યમાં નથી, તેમ જે રસ સ્ત્રીમાં છે તે ઉપરના ત્રણે કરતાં જુદોજ છે, પણ મિત્ર એ વસ્તુ એવી છે કે તે કોઈ સમયે માતાની માયાળુતાની સમતા ધરાવે છે, કોઈ સમયે પિતાની પેઠે હિતોપદેશ દેછે, કોઈ સમયે સોદર (સગા) બંધુઓની બરોબર સહાયતા કરે છે અને કોઈ સમયે તો આપણું મન હઠથી આગ્રહી થઈ ગયું હોય ત્યારે શું કરવું યોગ્ય છે તેવિષે પતિવ્રતા સ્ત્રીની પેઠે સ્નેહપૂર્વક સરલ અને સરસ રીતિથી પ્રાર્થના કરે છે. આપણાં શાસ્ત્રોમાં ત્રણ પ્રકારના ઉપદેશ લખ્યા છે. રાજોપદેશ, બાંધવોપદેશ, અને કાંતોપદેશ. વેદનો ઉપદેશ એ રાજોપદેશ જેવો છે, મહાભારત રામાયણ અને પુરાણોનો ઉપદેશ એ બાંધવોપદેશ જેવો છે, અને કાવ્યનાટકાદિનો ઉપદેશ અને અભિપ્રાય કાંતોપદેશ જેવો છે. જે અભિપ્રાય વેદ, પુરાણ અને ઈતિહાસોમાં હોય છે, તેજ અભિપ્રાય કાવ્યો કહે છે, પણ તે એવો રસ, એવી મધુરતા અને એવી અલંકારની ચમત્કારીક યુક્તિથી કહે છે કે સાંભળનારના મનમાં

અલૌકિક અસર થયાવિના રહેજ નહિ. એટલાજ માટે કાવ્યો-પદેશને કાંતોપદેશ બરોબર ગણ્યો છે. જો કે કાંતોપદેશ બીજાથી થવો અશકય છે, તોપણ સન્મિત્રો તેવે પ્રસંગે કાંતો-પદેશ દેવા પણ ચૂકતા નથી, એટલુંજ નહિ પણ કાંતોપદેશ એ પોતાનું કામ નહિ છતાં એવો સંરસ કરે છે કે કુલીન કાંતાઓથી પણ ભાગ્યેજ થઈ શકે, એમ કહિયે તો વધારે પડતું નથી. પ્રાચીન મહાપંડિતોએ જે નિયમ બાંધ્યો છે તે આપણે માન્ય રાખવો જોઈએ, તોપણ મને એવો નિશ્ચય છે કે તેઓએ કાંતોપદેશને બદલે મિત્રોપદેશ લખ્યો હોત તો વધારે ઘટિત હતું. આ ઉપરથી એમ તો સિદ્ધ થાય છે કે માતા, પિતા, બાંધવ અને સ્ત્રીનો રસ મિત્રમાં આવી શકે છે, પરંતુ મિત્રનો રસ ઉપરના એકેમાં આવી શકતો નથી. મિત્રનું કામ નહિ માતાથી, નહિ પિતાથી, નહિ ભાઈઓથી કે નહિ સ્ત્રીથી થઈ શકે. કેટલાક વિચારો એવા હોય છે કે જે માયાળુ માતાને કહી શકાયજ નહિ, કેટલાક વિચારો એવા હોય છે કે પવિત્ર પિતાજીની સેવામાં મેલાયજ નહિ, કેટલાક વિચારો એવા હોય છે કે સ્નેહી સહોદરની સંમતિને સ્વાધીન કરી શકાયજ નહિ, કેટલાક વિચારો એવા પણ હોય છે કે જે પોતાની પવિત્ર પતિવ્રતા પ્રિયા પાસે પણ પ્રકટ કરી શકાયજ નહિ, પણ એવાં કયા વિચારો જગત્માં છે કે પોતાના પવિત્ર મિત્રના નિર્મળ હૃદયમાં જેનું યથાસ્થિત ચિત્ર આપતાં આપણું મન ઘડીવાર પણ શંકા ખાય? મુને તો નથી લાગતું કે એવો કોઈ પણ વિચાર હોય. હું તો એમજ માનું છું કે માણસોએ પોતાના પવિત્ર સન્મિત્રને પોતાનું હાલવું ચાલવું અને બોલવું

મૂર્તિમાન્ હૃદય છે એમ ગણવું. (અર્થાત્ જેટલી બાબત હૃદયમાં હોય તેટલીજ મિત્રમાં હોય.) આપણું શું હિત છે અને શું અહિત છે, આપણે શું કરવાનું છે અને શું ન કરવાનું છે, આપણું શું ભૂષણ છે અને આપણું શું દૂષણ છે, શું આ જગત્માં સત્ય છે અને શું અસત્ય છે, આપણે કયો માર્ગ ગ્રહણ કરવાનો છે અને કયો ત્યાગ કરવાનો છે, તેનો અને ટુંકામાં સંસારમાં વર્ત્તવાની સર્વ સારી રીતિની સમજણનો આધાર, સુખને સમયે મદથી ઉછૃંખલ ન થઈ જવાનો આધાર અને કષ્ટને સમયે અત્યંત દુઃખના ઘા વાગવાથી બેભાન અને આકુલવ્યાકુલ ન થઈ જવાનો આધાર, ઉપરના બેજ અક્ષરમાં રહ્યો છે. એટલુંજ નહિ પણ જ્યારે આપણું મનરૂપી મૃગ, વિચિત્ર વિચારરૂપી વગડામાં રખડી થાકી જાય છે, ત્યારે તેને વિશ્રામ લેવાનું સ્થળ, વિશ્વાસને રેહેવાનું ઘર, પ્રીતિરસ રાખવાનું પાત્ર, સુખદુઃખનો સરખો ભાગ લેનાર, અને એકતાનો આરામ સન્મિત્રશિવાય કોણ થઈ શકનાર છે? કોઈજ નહિ. જુઓ, હવે બે અક્ષરના અર્થમાં કેટલી ગંભીરતા રહી છે!! કોઈ મિત્ર કરવો અને મિત્ર થવું તેમાં કેટલું કામ છે તે સારીપેઠે વિચારવાનું છે. ઘણુંકરીને જેને મિત્ર શબ્દથી બોલાવિયે તેવા મિત્રો ઘણા વિરલા હોય છે. એવા મિત્રની સંપત્તિથીજ પ્રાચીન રાજાઓ પ્રખ્યાત થઈ ગયા છે. એવા મિત્રોની મદદથીજ મહાત્માઓ મહાન્ ગણાયા છે. ચંદ્રાપીડ જેવા ધીર અને વીર રાજાએ એવાજ મિત્રને માટે પોતાના પ્રાણ છોડ્યા છે. *ઋતુધ્વજરાજાએ એવાજ મિત્રની મિત્રતાથી પોતાની મરણ પામેલી પ્રિયા મદાલસા પાછી મેળવી છે. વળી પ્રાચીન

લોકો કહી ગયા છે કે 'પશુ ધન એ ધનજ ન ગણાય, દ્રવ્ય એ અરધું ધન ગણાય છે, ધાન્ય એ ખરૂં ધન ગણાય છે, પણ વિદ્યા, પૃથ્વી અને સન્મિત્ર એ ત્રણ તો અતિધનમાં ગણાય છે.' માટે આ સમયે મારે ઈશ્વરનો ઉપકાર માનવાનો છે કે જે દયાળુ ઈશ્વરે મને મહારાજા અશ્વપતિ જેવું પવિત્ર સન્મિત્રરત્ન બક્ષીસ કરેલ છે. આમ છે છતાં હું તેઓથી જુદાઈ રાખું તો તે મારીજ મૂર્ખતા ગણાય. એટલું ખરૂં કે મારે પદભ્રષ્ટ થતી વખતે ખબર દેવા ઉચિત હતા, પણ જ્યાંસુધી પોતાને વનવાસનો અનુભવ લેવો પ્રારબ્ધમાં હોય ત્યાંસુધી તેવું હૃદયમાં આવેજ નહિ.

**शैब्या**—હું ઘણી વખત એમને એમ કહેતી કે 'આપના મિત્રોને ખબર દઈએ,' ત્યારે તેઓ કહેતા કે 'મને વનવાસ ઘણો પ્રિય છે, હું રાજ્ય કરતાં પણ અહિં વધારે સુખ ગણું છું. વળી આપણને વનમાં રેહેવું જ્યાંસુધી ઈશ્વરના ઘરથી નિર્મિત હશે, ત્યાંસુધી આપણા મિત્રોથી પણ આપણા શત્રુઓ જીતાશે નહિ. અને દૈવ જ્યારે અનુકૂળ થયો ત્યારે શત્રુઓજ મિત્ર થવા આવશે, માટે આ સમયે મિત્રોને ખબર દઈ દુઃખમાં નાખવા કરતાં, આવાં વનવાસનાં સુખને આપનારાઓનો ઉપકાર માની આનંદથી ઈશ્વરનું આરાધન કરવું એજ ઉત્તમ છે.'

**अश्वपति**—એ મહાત્માને તો એમજ ઉચિત છે, પણ મારા ઉચિતમાં તેઓએ વિઘ્ન કર્યું.

**शत्रुशल्य**—જે વાત જેમ બનવાની હોય છે તેમ બને છે, માટે ગયેલા વખતવિષે અફસોસ મેલી વર્તમાનકાળનાં કર્તવ્યઉપર ધ્યાન આપો.

**ब्राह्मणो**—આ વૃદ્ધ પ્રધાને ઠીક કહ્યું, બેય રાજાના પરસ્પર સ્નેહના ભાષણમાં બેભાન થઈ જવાથી મધ્યાન્હ સમય થયો છે તેપણ જાણ્યું નહિ, ચાલો હવે વર્તમાનકાળના કૃત્યમાં ધ્યાન દઈએ. (ઉભા થઈને) મહારાજા દ્યુમત્સેન તથા મહારાજા અશ્વપતિ! આપ બેયનો જય થજો. (એમ કહી નીકળી જાયછે.)

**सत्यवान्**—પિતાજી! મધ્યાન્હ સમયનાં શિવપૂજનસારૂ પુષ્પો લેવા હું જાઊં છું. (નીકળી જાય છે.)

**द्युमत्सेन**—પ્રિયમિત્ર! આ પ્રધાનોસહિત તથા મોટી સેનાસહિત એકદમ અહિં પધાર્યા છો, તેનું કારણ મૃગયા છે, દિગ્વિજયછે, કે તીર્થયાત્રાનો મનોરથ છે, તે હું જાણવા ઈચ્છું છું.

**अश्वपति**—ત્રણેયથી જુદુંજછે, તે એજ કે આપના આશ્રમસુધીજ.

**द्युमत्सेन**—આપનાં વાક્યથી જે મુને આનંદ થાય છે તે કહી શકાય તેમ નથી. આપ જેવા સન્મિત્રોએ પોતાના મિત્રોની સંભાળ લેવી ઉચિત છે.

**वीरमित्र**—રાજર્ષિ! માત્ર આપની સંભાળ લેવાજ નહિ પણ આપ પાસે કંઈ માગવા આવેલ છે.

**द्युमत्सेन**—જો, મારાથી આજ સુધી જે ઈશ્વરનું આરાધન થયું છે, જે તપશ્ચર્યા થઈ છે અને મારૂ રાજ્ય મારે સ્વાધીન હતું તે સમયે જે કાંઈ ધર્મનાં કર્મો થયાં છે, તે સર્વનું ફળ આપતાં તેમનો મનોરથ સિદ્ધ થતો હશે તો હું ચૂકીશ નહિ; એટલું નહિ પણ નવી તપશ્ચર્યા કરીને પણ તેમનો મનોરથ પૂર્ણ કરીશ. પરંતુ એમનો શો મનોરથ છે તે જાણવા મારૂં મન ઉતાવળું થાય છે, માટે જો કાંઈ એ મહાનુભાવ પોતાના મુખથી કેહેતાં શરમાતા હોય તો તમેજ મને કહો.

**અશ્વપતિ**—(ઉભા થઈને) આર્યરાજર્ષિ! આ એક સંસારરૂપ ચક્ર એવું છે કે જેનું ભમવું અરધી પળ પણ બંધ રેહેતું નથી. અને તેની અંદર પ્રત્યેક નર અને નારિયોનાં પૂર્વજન્મનાં કર્મ-રૂપ ચક્રો ફર્યા કરે છે, કે જેના ફરવાના નિયમથી અને વિ-ધાતાના વ્યાપારપાસે પરવશપણાંથી પ્રત્યેક માણસ કોઈનો પુત્ર, કોઈનો મિત્ર, કોઈનો કાકો, કોઈનો ભાઈ, કોઈનો ભા-ણેજ, કોઈનો ભત્રિજો, કોઈનો સગો, કોઈનો સંબંધી, કોઈનો ગુરૂ અને કોઈનો શિષ્ય; એમ અનેક સાથે અનેક પ્રકારના સંબંધો ધરાવનાર થાય છે. કોઈ જુદાજ પ્રકારનાં પૂર્વપુણ્યને લીધે કેટલાક પુણ્યવાન્ પુરૂષો કોઈપણ જાતિના સંબંધનો લેશ પણ ન છતાં, પરસ્પર સોદર ભાઈઓ કરતાં વધારે સ્નેહ ધરા-વનાર આપણા ધારવામાં આવે છે. કેટલાએક મહાત્માઓ પોતાનો અપકાર કરનારઉપર પણ અતિઉપકાર કરનાર આપણા જોવામાં આવે છે. કેટલાએક સ્વાભાવિક ભક્તિથી કોઈને પોતાના પિતાતુલ્ય ગણે છે. કેટલાએક પોતાના ઔરસ પુત્રો છતાં કોઈનેવિષે પુત્ર કરતાં અધિક સ્નેહ રાખે છે. કેટલાએક જન્મથી પવિત્ર ચરિત્રવાળા અને નિર્મળ અંતઃકરણવાળા પુરૂષો, પવિત્ર અને પુણ્યવાળી સ્ત્રિયોનેવિષે માતૃપક્ષનો કે પિ-તૃપક્ષનો જરા પણ સંબંધ ન છતાં, પોતાની જન્મ આપનારી માતાવિષે કે સોદર (સગી) બેનોવિષે જેવી ભક્તિ રાખે, તેથી પણ અધિક ભક્તિ રાખનાર પણ જોવામાં આવે છે. આવી રીતે પૂર્વજન્મનો સંબંધ, નથી જ્ઞાતિને જોતો કે નથી જાતિને જોતો, નથી ઉચ્ચ કુલને જોતો કે નથી નીચ કુલને જોતો, નથી પૈસાને જોતો કે નથી પ્રતિષ્ઠાને જોતો, નથી મા-

નને જોતો કે નથી અપમાનને જોતો, નથી શૌર્યને જોતો કે નથી ધૈર્યને જોતો, નથી સુશીલને જોતો કે નથી કુશીલને જોતો, નથી સરલતાને જોતો કે નથી કુટિલતાને જોતો; માત્ર ચમકમણિ જેમ લોહની માછલીને પોતાના તરફ ખેંચી લે છે, તેમજ માણસની મનોવૃત્તિને કોઈ પૂર્વજન્મનો સંબંધ ખેંચી લે છે. આ પ્રમાણે ઘણા વર્ષોઉપર એક રાજસુય યજ્ઞમાં આ માણસની મનોવૃત્તિ પ્રથમનાં દર્શનથીજ આપનાવિષે બંધાઈ ગઇ છે. કયાં મારો દેશ 'મદ્ર' અને કયાં આપનો દેશ 'શાલ્વ,' પણ એવા મોટા રાજસમુદાયમાં આપની સાથેજ આવી મૈત્રી બંધાવી એજ આપણો કોઈ પૂર્વજન્મનો દઢ સંબંધ છે એમ સૂચવે છે. આવી રીતે નિષ્કારણ જે પ્રેમ બંધાય છે તેને ચક્ષુરાગ અથવા તારામૈત્રી કહે છે. તારામૈત્રી કોઈને કોઈ સાથે બંધાય એ એક ઈશ્વરકૃપાનું પૂર્ણ ચિન્હ છે. આપણ બેયને તે ઈશ્વરકૃપાથીજ પ્રાપ્ત છે, તોપણ મારૂં મન કાંઈ ઐહિક નિકટ સંબંધ તમારી સાથે બાંધવા ઈચ્છે છે. હવે તે કેવા પ્રકારનો સંબંધ બાંધવાને હું ધારૂં છું તેવિષે મારા વૃદ્ધ અને પ્રવીણ પ્રધાનો શત્રુશલ્ય અને વીરમિત્ર આપને જાણીતા કરશે.

(એટલું બોલી બેસી જાય છે.)

**શત્રુશલ્ય**—(ઉભા થઈને) આર્યરાજર્ષિ! આ મહારાજા અશ્વપતિને ગૃહસ્થાશ્રમી થયા પછી કેટલાંક વર્ષ ગયાં તોપણ પુત્રનાં મુખદર્શનનું સુખ દૈવયોગથી પ્રાપ્ત થયું નહોતું. તેવાં સુખની પ્રાપ્તિ માટે વેદોક્ત અને શાસ્ત્રોક્ત અનેક ઉપાયો કરવામાં કાંઈજ ઓછ રાખી ન હતી, પણ તે સર્વ નિષ્ફળ થયું ત્યારે દેવી સાવિત્રીની ઉપાસના તે મહારાજાએ આરંભી, જેથી દેવી

સાવિત્રીએ કહ્યું કે, 'પુત્ર અશ્વપતિ! તારે માત્ર એક પુત્રી આવશે તેનું નામ તું સાવિત્રી રાખજે.'

**દ્યુમત્સેન**—હા, હવે હું અભિપ્રાય જાણી ગયો છું કે તેમને પુત્રની ઇચ્છા છે, તો હું પરમ દયાળુ સદાશિવની ઉપાસના કરી એમને માટે સો પુત્ર માગું.

**શત્રુશલ્ય**—રાજર્ષિ! આ વેળા મહારાજનું આવવું પુત્રપ્રાપ્તિ-માટે નથી થયું, હજી તેનું કારણ જુદુંજ છે.

**દ્યુમત્સેન**—ઠીક છે, ત્યારે હું સાંભળું છું.

**શત્રુશલ્ય**—એ સાવિત્રીમાં સહજ સ્વાભાવિક જે જે ગુણો થયા છે તે મારાથી વર્ણવી શકાય તેમ નથી. તે સાથે વળી રાજાના પ્રયત્નથી વિદ્યાભ્યાસ તો એવો ઉત્તમ કર્યો છે કે સીમા. કોઈ શાસ્ત્ર, કોઈ કાવ્ય, કોઈ કોશ, કે કોઈ નાટક અજાણ્યું નથી. રસ અલંકાર ધ્વનિઆદિથી ભરપૂર કેટલાંક કાવ્યો, કથાઓ, નાટકો તેણે નવાં કર્યાં છે. વળી સર્વ કળામાં કુશળ છે. એ કુવરીનું સ્વરૂપ તો એવું છે કે તેને કોઈની ઉપમા દઈ શકતો નથી. એક દિવસ મહારાજ અશ્વપતિએ તેની વિવાહ યોગ્ય અવસ્થા જોઈ આજ્ઞા કરી કે, 'પુત્રિ સાવિત્રિ! તમે દેશાટણ કરી તમારા યોગ્ય વર ગોતી આવો એટલે તેની સાથે અમે વિવાહ કરીશું.' મહારાજની એ આજ્ઞા માથે ચડાવીને સાવિ-ત્રી દેશાટણ કરવા નીકળ્યાં હતાં. તેમની સાથે હું પણ હતો તેમજ વીરમિત્ર પણ હતા. પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણદિશા-ઓના સર્વ રાજાઓ અને રાજકુમારો જોયા, પણ સાવિત્રીને પોતાના યોગ્ય વર કોઈ પણ જોવામાં આવ્યો નહિ. છેવટ ઉત્તરદિશાના કેટલાક દેશના રાજાઓ જોયા પછી, આ આપના

આશ્રમની પાસે અમે આવ્યા તેવેળા ત્યાં માધવીમંડપની નીચે આપના પવિત્ર પુત્ર સત્યવાન્, કુમારી સાવિત્રીના જોવામાં આવ્યા અને તેજ વેળાથી તે તેને પોતાને યોગ્ય વર ગણીને તેની સાથે પરણવા ઇચ્છા રાખે છે. તે તેમની ઇચ્છા પૂર્ણ કરવા માટેજ મહારાજ અશ્વપતિનું અહિં આવવું થયું છે. ને આપની પાસે માગવાનું પણ એજ છે, કે તેમ થવા આપ આજ્ઞા આપશો કે જેથી અહિંનો નિકટનો સંબંધ પણ પરસ્પર બંધાય.

**द्युमत्सेन**—પ્રિયમિત્ર અશ્વપતિ, પ્રવીણ શત્રુશલ્ય, અને પવિત્ર વીરમિત્ર! આ વિષયમાં સાવિત્રીની બાલબુદ્ધિ છે. પવિત્ર સાવિત્રીનો સ્વયંવર તો કોઈ કુલવાન્, ગુણવાન્, વિદ્યાવાન્ અને સંપતિવાન્ રાજકુમારની સાથે કરાવવો જોઈયે. જો કે સત્યવાન્ ગુણ રૂપ અને અવસ્થાથી સાવિત્રીને લાયક છે એમ ગણિએ તોપણ પદભ્રષ્ટ થવાથી તે લાયક નજ ગણાય.

**शैब्या**—આર્યપુત્રના અભિપ્રાયને હું પણ મળતીજ આવું છું. પવિત્ર પુત્રી સાવિત્રીનો સ્વયંવર સત્યવાન્ સાથે કરાવીને તેને આ વનવાસનું દુઃખ દેખાડવું એ હું યોગ્ય ગણતી નથી.

**द्युमत्सेन**—અરે, આ વનમાં કોઈ કોઈ સમયે કેવાં કેવાં દુઃખો આવી પડે છે તે હું કહી શકતો નથી. અહિનાં ઘાતકી પશુઓનો દેખાવ ઘણો ભયંકર છે. કોઈ કોઈ સમયે રાક્ષસો પણ આ વનમાં આવી ચડે છે, કોઈ સમયે દાવાનળની જ્વાળાથી આ વન આકુલવ્યાકુલ થઈ જાય છે અને કોઈ સમયે નદિયોનાં પૂર ભળી જવાથી આ વન ધાસ્તીમાં આવી પડે છે. આવી આપત્તિ જોવાને સાવિત્રી સ્વપ્નમાં પણ પાત્ર નથી.

**शैब्या**—એ તો સહજજ છે, કારણ કે ક્યાં કેશર કસ્તુરી આદિ સુગંધી

અંગરાગનું પાત્ર સાવિત્રીનું ગાત્ર, અને ક્યાં વનમાં રહી ભસ્મનો લેપ કરવો? ક્યાં મણિ માણક મોતી અને હીરા તથા લીલમ આદિ રત્નોનો અલંકારનું ધરવું, અને ક્યાં રૂદ્રાક્ષનું ધરવું? ક્યાં શાલદુશાલા પિતાંબર આદિ અમૂલ્ય વસ્ત્રોનું ઓઢવું અને ક્યાં વલ્કલવસ્ત્ર, ગજચર્મ, મૃગચર્મ કે સિંહચર્મથી અંગનું ઢાંકવું?

**द्युमत्सेन**—ટુંકામાં એજ કે સાવિત્રીને કોઈ પણ પ્રકારથી સમજાવી ફરીથી દેશાટણ કરવા મોકલવાં, જેથી ઈશ્વર તેને યોગ્ય વરનો લાભ આપશેજ.

**अश्वपति**—એવિષે સર્વ પ્રયાસ નિષ્ફળ છે.

**वीरमित्र**—આર્યરાજર્ષિ! જો કે સાવિત્રીએ સત્યવાન્‌ની સાથે સ્વયંવર કરવા નિશ્ચય કર્યો છે, તે વાત મહારાજા અશ્વપતિને તથા તેમનાં પવિત્ર રાણીને અતિશય પ્રીતિકારક થઈ પડી હતી; તોપણ અમેં બેયજણાએ આપનાં કહેલાં કારણોથીજ ઘણી વિરૂદ્ધતા જણાવી હતી; તેમ છતાં સાવિત્રીનો એટલો સદાગ્રહ કે કોઈ પ્રકારે સત્યવાન્‌વિના બીજા સાથે સ્વયંવર નજ કરવો. એટલે હવે સમજાવવું બાકી રહ્યું નથી.

**अश्वपति**—એવિષે તો હવે આપની સંમતિ મળવી બાકી છે.

**द्युमत्सेन**—આ માણસ તો સર્વ કામમાં આપને આધીનજ છે. વળી આવી રીતિના ઉત્તમ સંબંધ થવામાં શું કરવાજ વિરૂદ્ધ હોય? પણ પદભ્રષ્ટતા તથા વનવાસ ઈત્યાદિથી થતાં દુઃખો પવિત્ર પુત્રી સાવિત્રીને યોગ્ય નહિ એમ જાણી હું વિરૂદ્ધ મત આપું છું, પણ જ્યારે સાવિત્રીનેજ એવો આગ્રહ છે ત્યારે નિરૂપાય.

**शत्रुशल्य**—ઠીક છે ત્યારે, કાલે સ્વયંવરનો શુભવિધિ કરીશું.

આજે સાંજ પડવા આવેલી છે માટે આપણે આપણી સેનાનો જ્યાં પડાવ છે ત્યાં જઈએ.

**અશ્વપતિ**—આર્યરાજર્ષિ! હું હવે આજ્ઞા લઊં છું.

**દ્યુમત્સેન**—ભલે, પાછા વેહેલા દર્શન દેજો. અમારે પણ શિવપૂજનની વેળા થઈ છે માટે શિવપર્ણશાળામાં જઈયે છિયે.

(સર્વે નીકળી જાય છે.)

**અંક ત્રીજો સમાપ્ત.**

---

# અંક ૪ થો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ**—રાજતંબુનું દિવાનખાનું.

**ચંદ્રાવલી, મદનમંજરી, અશ્વપતિ અને માલવી.**

**નેપથ્યમાં**— (રાગભૈરવી. તાલ દાદરો.)

ધરૂં ધ્યાન ભાવે, ધરૂં ધ્યાન ભાવે,
સદાશિવ સાંબનું, ધરૂં ધ્યાન ભાવે.—ટેક.
વામાંગે ને દક્ષિણ અંકે, ગિરિજા ગણેશ સુહાવે. ધરૂં.
જેનાં ચરણકમળમાં મસ્તક, મુનિવર મોટા નમાવે. ધરૂં.
જેની કૃપાકણિકાથી આધિ—વ્યાધિ ઉપાધિ ન આવે. ધરૂં.
જેનું અગોચર રૂપ અખંડિત, બ્રહ્માદિકને ભમાવે. ધરૂં.
દીનદયાળ સદા સેવકોના, શોક સમગ્ર સમાવે. ધરૂં.

જેનું સ્મરણ અને શુભકીર્તન, ઉત્તમ પદને પમાવે. ધરૂં.
ભાવે ભજે નહિ જે શિવશંકર, તે નિજ જન્મ ગુમાવે. ધરૂં.

(એટલામાં ચંદ્રાવલી તથા મદનમંજરી અપ્સરા પ્રવેશ કરે છે.)

**ચંદ્રાવલી**—સખિ મદનમંજરિ! આજ આપણને કાંઈ વિલંબ થયો છે.

**મદનમંજરી**—હા, સખિ! હું ધારૂંછું કે મહારાજા શિવપૂજન પણ પોચી રહ્યા હશે.

**ચંદ્રાવલી**—ચાલો ત્યારે પ્રભાત વર્ણન કરી લઈએ.

(એમ કહી બેય સાથે ગાય છે.)

**પદ.**

**(રાગ ભૈરવ, તાલ ત્રીતાલ.)**

થયો અરૂણોદય આ સમજાય.—
અરૂણોદય સમજાય થયો આ, અરૂણોદય સમજાય.—થયો.—ટેક.
બોલે કીર મયૂર કોકિલા, કમળ પ્રફુલ્લિત થાય. થયો.
ફૂલે ફૂલ પડે ફૂલ પાકલ, તે મુનિજન લઈ જાય. થયો.
મધુર સુગંધ લઈ ગણગણતા, ભ્રમર બહુ હરખાય. થયો.
મંદ સુગંધ સમીર લઈ આવે, એ પરિમલ પસરાય. થયો.
રાત્રિવિકાસિ કમળ ઉઘડેલાં, તે ક્રમથી કરમાય. થયો.
તિમિર જાય સંતાઈ ગુફામાં, તારા સર્વ લજાય. થયો.
સ્નાન ધ્યાન કરવા સહુ લાગે, ભાવે વેદ ભણાય. થયો.
ઉદ્યોગી જન સહુ ઉદ્યોગે, ધર્મ કર્મમાં ધાય. થયો.
સચરાચર નિદ્રાને મેલી, જાગ્રત થાતુ જણાય. થયો.

**મદનમંજરી**—સખિ! રાજાજી મહારાણીસહિત અહીં પધારતા હોય એમ લાગે છે, માટે આપણે રોજના નિયમપ્રમાણે દૂર જઈએ.

(એમ કહી જાય છે અને રાજા રાણી વાત કરતાં પ્રવેશ કરે છે.)

**માલવી**—હું પણ તેમજ કરવા પ્રસન્ન છું, પરંતુ થોડોક મારો વિચાર આપના કરતાં જુદો છે.

**અશ્વપતિ**—કઈ રીતે?

**માલવી**—જો આપની આજ્ઞા હોય, તો આ સમયે વિનંતિ કરૂં.

**અશ્વપતિ**—પ્રિયે! એમાં વળી આજ્ઞા લીધા જેવું શું છે?

**માલવી**—પ્રાણનાથ! આપના અપ્રતિમ પ્રેમનો તો એ ભરોસો છે, તોપણ અમારા ધર્મપ્રમાણે પતિની આજ્ઞા લીધા પછીજ અમારે બોલવાનો અધિકાર છે.

**અશ્વપતિ**—પ્રિયે! તમારા આભ્યંતરના ખરા વિચારો જણાવવાને મારા તરફથી નિરંતર આજ્ઞાજ છે એમ ગણવું.

**માલવી**—એજ આપની કૃપાની નિશાની. પ્રાણનાથ! વત્સ સત્યવાન્‌નું ચિત્ર મેં જોયું અને નારદજી પાસેથી તેના ગુણો સાંભળ્યા ત્યારથીજ મારૂં મન તેમ કરવા પ્રસન્ન હતું; તેમાં વળી આજ મધ્યાન્હ સમયે આ નજીકના નિકુંજમાં પુષ્પ લેતાં એમને જોયા, ત્યારથી મારો વિચાર પાકો થયો છે કે સત્યવાન્ સાથેજ સાવિત્રીનો સ્વયંવર કરવો. પણ આપના કરતા વિચાર ફેર એજ છે કે આપણા નગરમાં જઈ, શુભ દિવસ નિર્ધારી, સર્વ રાજ્યસ્થાનોમાં પત્રો લખી, સર્વ રાજાઓને આમંત્રણ કરી, મોટી ધામધુમથી શુભવિધિ કરવો. તેમ કરવાનું કારણ એજ કે આપણી આવડી અવસ્થાએ આજ એક પુત્રી સાવિત્રીનો શુભવિવાહ કરી સંસારનો લાવ લેવાનો છે.

**અશ્વપતિ**—પ્રિયે! તમારૂં બોલવું યથાર્થ છે, પણ મારો મત એવો છે કે વિવાહની ધામધુમ જમાઈની સમૃદ્ધિઉપર શોભે છે. જ્યારે સત્યવાન્ સાથેજ સ્વયંવર કરવો ત્યારે તે આવી સ્થિ-

તિમાં હોય અને આપણે ધામધુમ આરંભી બેસિયે એ ખોટું લાગે. માટે મેં તો અહિં અને આજજ સ્વયંવર કરવો ધારેલ છે.

**मालवी**—આપનું કેહેવું ઉચિત છે, જો તેવો દુર્બલ જમાઈ હોય તોપણ સત્યવાન્ તો શાલ્વદેશનો અધિપતિ છે. એ જાતેજ પ્રબળ પરાક્રમી છે ને તેને આપણી સેના સહાયતામાટે આપો એટલે થોડા દિવસમાં તે પોતાનું રાજ્ય સ્વાધીન કરી મોટી ધામધુમથી આપણે ત્યાં આવશે.

**अश्वपति**—આ સમયે આપણું એ કર્ત્તવ્ય નથી.

**मालवी**—આર્યપુત્ર! આપજ કેહેતા હતા કે 'પદભ્રષ્ટવિષે કાંઈ પણ ચિંતા ન કરવી, કારણ કે હું તેને તેનું રાજ્ય સ્વાધીન કરી આપીશ.' એવિષે શત્રુશલ્ય અને વીરમિત્ર પણ સાક્ષી છે.

(એટલામાં.)

**शत्रुशल्य अने वीरमित्र**—(પ્રવેશ કરી રાજા અને રાણીને પ્રણામ કરી બેસે છે.)

**मालवी**—શત્રુશલ્ય અને વીરમિત્ર! વિચારભવનમાં આપણે સાવિત્રીના સ્વયંવરવિષે વિચાર કરતાં હતાં તેમાં તમોએ પદભ્રષ્ટતાવિષે વિરૂદ્ધતા બતાવી ત્યારે રાજાજીએ તમને શું કહ્યું હતું સ્મરણ છે?

**अश्वपति**—પ્રિયે! જે વિષયવિષે હું હા કહું છું તેવિષે સાક્ષીનીશી અગત્ય છે? હુંજ કહું છું કે મેં કહ્યું હતું જે 'પ્રથમ સત્યવાનને તેનું રાજ્ય અપાવવું અને પછીથી સાવિત્રીનો સ્વયંવર કરાવવો પણ હવે મારો વિચાર ફરી ગયો છે, અને તે મારો વિચાર તમને દર્શાવિશ ત્યારે તમને પણ એમજ થશે કે હમણાં તે ખટપટ કરવી યોગ્ય નથી.

**शत्रुशल्य**—આપ બેયની શું તકરાર છે?

**मालवी**—નહિ નહિ, તકરાર કાંઈજ નથી, માત્ર મતભેદ છે. એમની સાથે તકરાર કરવાનો કાંઈ આપણો અધિકાર છે? મહારાજનો એમ વિચાર છે કે સાવિત્રીનો સ્વયંવર અહિંજ કરવો. મારો મત એમ છે કે આપણે નગર જઈ અનેક રાજા અને રાજકુમારોને તેડાવી જેમ રાજકન્યાઓના સ્વયંવર થાય છે તેમ કરવો.

**वीरमित्र**—એ બાબતમાં તો અમે પણ આપને મળતા આવિયે છિયે. કારણ કે આપનાં અનેક પુણ્યથી ઈશ્વર સત્પુત્રની બક્ષીસ કરશે, તોપણ આ સમયમાં તો પુત્ર પણ સાવિત્રી અને પુત્રી પણ સાવિત્રીજ છે, ત્યારે તેનાં લગ્નનું શુભકાર્ય તો આપણા રાજ્યમાં જઈને કરવું જોઈએ. વળી સત્યવાનને પણ સહાય આપી તેનું રાજ્ય સ્વાધીન કરાવી આપવું એટલે કોઈ પ્રકારની તકરાર રહે નહિ.

**अश्वपति**—મેં તમારો સર્વનો વિચાર સારી રીતે જાણ્યો, હવે હું મારો વિચાર જણાવું છું. પ્રિયે! હું તમનેજ પુછું છું કે, આર્ય મહારાજ દ્યુમત્સેન પદભ્રષ્ટ થયા ને તે સમયે મને ખબર ન થવાથી જે હું ખેદ કરૂં છું તે તમે જાણો છો?

**मालवी**—પ્રાણનાથ! એ ક્યાં મારૂં અજાણ્યું છે?

**अश्वपति**—મારી એનાઉપર કેવી પ્રીતિ છે તે તમે જાણો છો?

**मालवी**—સારી રીતે જાણું છું.

**अश्वपति**—હવે આવો પ્રેમ છતાં માસથી આજસુધી કાંઈજ આશ્રય ન અપાયો અને આજે આપું ત્યારે તે મિત્રતાના ધર્મને માટે નહિ પણ પોતાની પુત્રીના સુખને માટે ગણાય. એમ ગણા-

વાથી પણ હું હરકત નથી રાખતો, પણ એમ કરવાથી પવિત્ર પુત્રી સાવિત્રીએ સત્યવાન્‌વિષે નિષ્પ્રતિમ નિઃસીમ ખરો પ્રેમ બાંધ્યો છે તેની ખુબી જતી રહે છે. કદિ તેને પણ આપણે ન ગણિયે તોપણ આપણો આશ્રય લઈ સત્યવાન્ જય મેળવે એમાં આપણા સત્યવાન્‌નીજ શોભા નહિ. કેટલાક વિદ્વાનોનો એવો મત છે જે, જેઓ પોતાના પરાક્રમથી પ્રખ્યાત થાય તેઓ ઉત્તમ પુરૂષોમાં ગણાય છે, જેઓ પિતાના નામથી પ્રખ્યાત થાય તેઓ મધ્યમ પુરૂષમાં ગણાય છે, જેઓ મામાથી પ્રખ્યાત થાય તેઓ અધમમાં ગણાય છે અને જેઓ સસરાથી પ્રખ્યાત થાય તેઓ અધમમાં પણ અધમ ગણાય છે. આવી રીતે આપણે આશ્રય આપી ઉત્તમોત્તમ સત્યવાન્‌ને અધમમાં અધમ પુરૂષોની પંક્તિમાં નાખવા હું ઈચ્છતો નથી. વળી મુને મારી પવિત્ર પુત્રી સાવિત્રીના અંતઃકરણનો પુરો ભરોસો છે કે તેનો સત્યવાન્ સાથે સ્વયંવર થયો એટલે આ વન તે એને નંદનવન જેવું, આ નદી તે એને ગંગા જેવી અને આ વૃક્ષો તે એને કલ્પવૃક્ષો જેવાં આનંદકારક થઈ પડશે. આ આશ્રમ તો એને ચક્રવર્ત્તિ રાજ્યના લાભ કરતાં વધારે સુખકારક થશે, એટલુંજ નહિ પણ પુત્રી સાવિત્રી અને પુત્ર સત્યવાન્‌ની સુંદર મુખમુદ્રાજ બતાવી આપે છે કે તે કદિ પણ કોઈ દુઃખ ભોગવનાર નથી; એમ છતાં આપણે આ સમયે આશ્રય આપીએ એ અમારી મિત્રાઈને, પવિત્ર પુત્રી સાવિત્રીના સત્યવાન્ તરફના વિચિત્ર સ્નેહને અને સત્યવાન્‌ના અનુપમ પરાક્રમને કલંક લગાડવા જેવુંજ સિદ્ધ કરે છે, બીજું કાંઈજ નહિ; પછી જેવી તમસર્વની ઈચ્છા.

**માલવી**—પ્રાણનાથ! સ્ત્રિયો ગમે તેવી બુદ્ધિવાળી હોય તોપણ પુરૂષોની સૂક્ષ્મબુદ્ધિ જે ચમત્કારિક કામ કરે છે તેનો સહસ્ત્રાંશ પણ સ્ત્રિયોની બુદ્ધિ કરી શકતી નથી. આર્યનો વિચાર મને ઘણોજ ઉત્તમ લાગે છે ને આપની ઈચ્છાપ્રમાણેજ સાવિત્રીનો સ્વયંવર થવામાં હું હવે ખુશી છું.

**શત્રુશલ્ય**—મહારાજ! અમે પણ આપના મતને પૂર્ણ રીતે મળી ગયા છિયે અને અમારા પ્રથમના વિચાર ઘણાજ નિર્બળ હતા એમ સિદ્ધ થાય છે.

**અશ્વપતિ**—પ્રતીહાર?

**પ્રતીહાર**—આજ્ઞા મહારાજ.

**અશ્વપતિ**—સાવિત્રીને વિવાહયોગ્ય ઘરેણાં પેહેરાવી તરત સામેના આશ્રમમાં તેડી આવો. (રાણીને) દેવિ! જાઓ, તમે પણ સાવિત્રી સાથે ત્યાં આવજો.

**માલવી**—જેવી આર્યપુત્રની આજ્ઞા. (જવા તૈયાર થાય છે.)

**અશ્વપતિ**—દેવિ! મુને નિશ્ચય છે કે આવી રીતે સ્વયંવર થાય તેથી તમારૂં મન દુખાતું નહિજ હોય; તોપણ હું તમને જણાવું છું કે શાસ્ત્રની રીતિપ્રમાણે આજે આપણે જે વિવાહ કરીશું તે બ્રાહ્મ્યવિવાહ કેહેવાય છે. વિવાહ આઠ પ્રકારના છે તેમાં પ્રથમ અને ઉત્તમોત્તમ આ વિવાહ છે. સાવિત્રીના ગળામાં એક અમૂલ્ય હીરાનો હાર રાખજો કે તે સ્વયંવરના શુભ સમયે સત્યવાન્‌ના ગળામાં નાખે.

**માલવી**—પ્રાણનાથ! આપ જે કરો તે ઉત્તમોત્તમજ હોય એવો મને નિશ્ચયજછે ને હું આપના કૃત્યથી રાજીજ હોઉ એમ આપે નિશ્ચય રાખવો. હવે સાવિત્રી પાસે જવા આજ્ઞા લઊંછું.(નીકળી જાયછે.)

**अश्वपति**—પ્રધાનો ! ચાલો, આપણે પણ આર્યરાજર્ષિ દ્યુમત્સેનને આશ્રમે જઈએ.

**प्रधानो**—જેવી પ્રભુની આજ્ઞા. (એમ કહી સર્વે નીકળી જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

**સ્થળ**—માધવીમંડપ.

**देवव्रत अने प्रज्ञावान्.**

**देवव्रत**—(મનમાં) મુને તો આશ્ચર્ય લાગે છે કે આ તે વૃદ્ધરાજાનો કેવો વિચાર છે ?

**प्रज्ञावान्**—(પ્રવેશ કરીને) પ્રિયમિત્ર દેવવ્રત ! શું વિચારમાં ઉતરી ગયા છો ?

**देवव्रत**—સખે પ્રજ્ઞાવાન્ ! તમારૂં આ સમયનું આવવું મુને આનંદકારક થઈ પડ્યું છે.

**प्रज्ञावान्**—પ્રિય દેવવ્રત! તમારી મુખમુદ્રાઉપરથીજ જાણાય છે કે તમે કાંઈ વિચારમાં છો, પણ તે મને કેહેવા યોગ્ય છે કે નહિ?

**देवव्रत**—એ શંકાજ તમારી ખોટી છે. એવો કયો વિચાર જગતમાં છે કે તે મિત્રને ન કેહેવાય? પણ માત્ર આપણા બેનાજ મનમાં રાખવાનો છે.

**प्रज्ञावान्**—ભાઈ દેવવ્રત ! ત્યારે તો તમારા વિચાર સંભળાવવા બંધ કરો. મારાથી પ્રિયમિત્ર સત્યવાન્‌ને તો કહ્યાવગર રેહેવાશે નહિ, માટે તમારે તેનાથી તે વિચાર છાનો રાખવો હોય તો મુને પણ ન કેહેવો.

**देवव्रत**—પ્રિયમિત્ર! એને કેહેવો ન કેહેવો એ તો તમે તે વિચાર સાંભળશો એટલે તમને નિશ્ચય થઈ જશે.

**प्रज्ञावान्**—ઠીક છે ત્યારે, હું સાંભળવા આતુર છું.

**देवव्रत**—આપણા મિત્ર સત્યવાન્ માતાપિતાની જે ભક્તિ કરે છે તે કોઈથી વર્ણવી શકાય તેમ નથી. રાતદિવસ તેની ને તેનીજ સેવા કર્યા કરે છે. . નથી રાત્રિ ગણતા કે નથી દિવસ ગણતા, નથી ટાઢ ગણતા કે નથી તડકો ગણતા, નથી વાયુ ગણતા કે નથી વરસાદ ગણતા, જે જે સમયે પોતાનાં માતાજી કે પોતાના પિતાજી આજ્ઞા કરે છે તે તે સમયે હાથ જોડી હાજરજ રહે છે; એટલુંજ નહિ પણ કોઈ ટાણે એના મુખમાં ઉદાસીનો લેશ પણ જણાયો નથી. આપણને આભ્યંતર મિત્ર ગણે છે, તોપણ કોઈ દિવસ તેણે એવો અભિપ્રાય નથી જણાવ્યો, કે તેને તેમની સેવામાં લેશ માત્ર પણ અરૂચિ હોય. પોતે રાજકુમાર છતાં અંધારી ઘોર વર્ષાઋતુની રાત્રિમાં પણ, પિતાની આજ્ઞાથી દૂર વનમાં જઈ ફળફૂલ અને બીલી વિગેરે જથાબંધ લઈ આવી સૂર્યોદય થયાની પેહેલાંજ તેમની સેવામાં હાજર કરે છે.

**प्रज्ञावान्**—આ વાત કાંઈ મારી અજાણી નથી. એથી આપણે સંતોષ પામવા જેવું છે. ઘણુંકરી રાજકુમારો સત્યવાન્ જેવા પિતૃભક્ત થવા વિરલ છે. પણ ભાઈ! એ કલ્યાણકારક વાતમાં તમારે ઉદાસ થવાજેવું શું છે ?

**देवव्रत**—તે એજ, કે સત્યવાન્‌ની આવી ભક્તિ છતાં તેમનાં માબાપ તેનાજ કલ્યાણથી વિરૂદ્ધ વિચાર કરે છે.

**प्रज्ञावान्**—એ અસંભવિત છે.

**देवव्रत**—હું પણ એથીજ આશ્ચર્ય પામું છું, કે એ બેયનો સત્યવાન્ ઉપર એવો પ્રેમ છે કે તે પોતાના પ્રાણથી પણ તેને વધારે પ્રિય ગણે છે, તોપણ આ વિચારમાં કેમ વિરૂદ્ધ થતાં હશે?

**प्रज्ञावान्**—કયા વિચારમાં?

**देवव्रत**—તેજ કહું છું. આજે આપણા પિતાજીએ મધ્યરાત્રિએ આજ્ઞા કરી કે 'સૂર્યોદયની વેળાએ પ્રિયમિત્ર અશ્વપતિ આવવાના છે, માટે આજે પુષ્પો લેઈ આવો. એટલે હું સૂર્યોદયની અગાઉ શિવપૂજન કરી લઉ.'

**प्रज्ञावान्**—એ ઠીક વિચાર કર્યો.

**देवव्रत**—આ આજ્ઞા સાંભળી સત્યવાન્ તો ઉઠીને તરત પુષ્પો લેવા ગયા અને મને તો ટાઢને લીધે તેની સાથે જતાં આળસ થયું, તેથી પર્ણશાળામાં પડ્યો રહ્યો.

**प्रज्ञावान्**—પછી?

**देवव्रत**—એટલામાં પિતાજી બોલ્યા કે, 'દેવિ! રાજા અશ્વપતિ કોઈ પણ પ્રકારે પોતાની પુત્રી સાવિત્રીને સમજાવે, ને તે સત્યવાન્ સાથે સ્વયંવર કરવાનો વિચાર માંડી વાળે તો સારૂં.' તેના પ્રત્યુત્તરમાં માતાજીએ કહ્યું કે, 'પ્રાણનાથ! હું પણ તેમજ વિચાર કરૂં છું. એ કમળ જેવાં કોમળ અંગવાળી સાવિત્રી કેવી રીતે આ દુઃખને સહન કરી શકશે?'

**प्रज्ञावान्**—પછી? .

**देवव्रत**—પછી પિતાજીએ કહ્યું કે, 'મેં તો તમે સાંભળો તેમ અશ્વપતિને સત્યવાન્ સાથે સાવિત્રીનો સ્વયંવર કરવાની ના પાડી, પણ તેણે માન્યું નહિ. તોપણ મારા મનમાં એવો વિચાર છે કે ફરીથી પણ તેને સમજાવીને વિચાર બંધ રાખવો.' માતાજીએ કહ્યું કે, 'તેમ થાય તો સારૂં છે,' ઈત્યાદિ વિચાર ચાલતો હતો ત્યાં સત્યવાન્ આવી ગયા એટલે બંધ રહ્યો; ને હું ઉદાસ થઈ માધવીમંડપમાં આવી વિચાર કરૂં છું. સાવિત્રીનો સ્વયં-

વર સત્યવાન્ સાથે થવાથી ઘણોજ લાભ છે. આ પદભ્રષ્ટ દશામાં અશ્વપતિ જેવા પ્રખ્યાત રાજાની પુત્રી સ્વયંવર કરવા આવે ને ના પાડવી એ લક્ષ્મી ચાંદલો કરવા આવે ને મોં ધોવા જવા જેવું છે. આપણે ક્યાં એને કેહેવા ગયા હતા? પોતાના સ્વભાવથી એ વરવા આવે છે તો ના ન કેહેવી જોઈએ, પણ તેઓ કોણ જાણે શું વિચાર કરતાં હશે? ગમે તેમ હોય પણ પ્રિયમિત્ર સત્યવાન્નું તો તેઓ આ સમયે અહિતજ કરે છે.

**પ્રજ્ઞાવાન્**—સખે દેવવ્રત! આપનું નામજ દેવવ્રત છે એટલે, દેવની આરાધનાનીજ તમને ખબર પડે, પણ આવા સૂક્ષ્મ વિષયમાં તો પ્રજ્ઞાવાન્નુંજ કામ છે.

**દેવવ્રત**—(રીશથી) હવે તમે પ્રજ્ઞાવાન્ છો તે મને સમજાવો જોઈએ, કે તેઓનો વિચાર સત્યવાન્ના હિતમાં કેમ ઘટાવો છો?

**પ્રજ્ઞાવાન્**—(હશીને) મારા પ્રિયમિત્ર! તમે રીશ નહિ કરો. આપ જાણો છો કે રસશાસ્ત્રમાં શૃંગારઆદિ નવ અથવા વધારે રસો લખ્યા છે. તેમ સૌહૃદ રસ તથા વત્સલ રસ પણ કહ્યા છે.

**દેવવ્રત**—હા, તેથી શું થયું?

**પ્રજ્ઞાવાન્**—જરા ધીરજ રાખો હું કહું છું. પ્રત્યેક માણસને પોતાના મિત્રોપ્રત્યે અને સોદર ભાઈઓપ્રત્યે જે અદ્ભૂત પ્રેમ હોય છે તે 'સૌહૃદ' રસ કેહેવાય છે, અને પોતાના બાલકોપ્રત્યે જે વિચિત્ર પ્રેમ હોય છે, તે 'વત્સલ' રસ ગણાય છે. જો કે જેમ શૃંગાર અને વીર, પરસ્પર વિરોધી છે તેવા આ વિરોધી નથી, તોપણ એતો સહજજ છે કે જે રસની જે સમયે વૃદ્ધિ હોય, તે સમયે બીજા રસનો વિરોધી હોય તોપણ બીજા રસોને દબાવી દે છે ખરો. એપ્રમાણે આપણા પ્રિયમિત્ર સત્યવાન્

ઉપર એ વૃદ્ધ પવિત્ર માતાપિતાનો જે પ્રેમ છે તે નિઃસીમ છે, પરંતુ આ સમયે પોતાના પ્રિયમિત્ર અશ્વપતિપ્રત્યે ઉછળતા સૌહૃદ રસનો સમુદ્રમાં તે દબાઈ ગયો છે એમ સમજવું જોઈએ.

**દેવવ્રત**—તમે ઠીક લંબાણથી કહ્યું. હું તો ઉતાવળો એટલે તરત કહી નાખ્યું, જે તેઓ સત્યવાન્‌ના હિતમાં વિરૂદ્ધ વિચાર કરે છે, અને તમે પ્રેમ દબાઈ ગયો છે એમ કહ્યું. એ બેયનો અભિપ્રાય શું નોખો થયો? એથી શું સત્યવાન્‌ના ગળામાં સ્વયંવરની માળા પડી?

**પ્રજ્ઞાવાન્**—(હશીને) હા, પડી નથી પણ અવશ્ય પડવાની.

**દેવવ્રત**—શું આપત્તિ કે?

**પ્રજ્ઞાવાન્**—નહિ નહિ, સ્વયંવરની માળા.

**દેવવ્રત**—ખરે તમે મમતી જણાઓ છો. માતાપિતાજ કહે કે, 'મારા પુત્ર સાથે સ્વયંવર કરો નહિ,' ત્યારે બીજો તે એ વિષયમાં કોણ અભિપ્રાય આપે?

**પ્રજ્ઞાવાન્**—પ્રિયસખે દેવવ્રત! તે વૃદ્ધો સ્વયંવરની ના પાડે છે તેનું કારણ તમે જાણ્યું છે?

**દેવવ્રત**—નહિ.

**પ્રજ્ઞાવાન્**—તેનું કારણ અશ્વપતિનું સૌહૃદજ. જ્યારે મહારાજા દ્યુમત્સેન તથા તેમનાં રાણી, 'અશ્વપતિની પુત્રી તે આપણીજ પુત્રી, જેમ બને તેમ તે સુખી થાય તો સારૂં,' એવો વિચાર એકાંતમાં પણ ર્ક્યા કરે છે, ત્યારે શું અશ્વપતિને 'દ્યુમત્સેનનો પુત્ર તે મારોજ પુત્ર, જેમ બને તેમ તે સત્યવાન્‌ને સુખી કરવો,' એવો વિચાર નહિ આવે?

**દેવવ્રત**—(જરા વિચારમાં પડીને) જરૂર આવવો તો જોઈએજ.

ત્યારે તમારૂં અનુમાન એમ છે, કે પિતાજી ના પાડશે તોપણ સ્વયંવર બંધ રેહેશે નહિ?

**प्रज्ञावान्**—મારૂં અનુમાન એમ નહિ પણ મારો નિશ્ચય એમ છે. હું તો, સ્વયંવરનો સઘળો વેશ ધારણ કરી, ગુરૂજનોની આજ્ઞા લઈ, સ્વયંવરની માળા હાથમાં ધારણ કરી, પવિત્ર સાવિત્રી સત્યવાન્‌ને વરવા આ સ્થળમાં પ્રવેશ કરતાં હોય એમ દેખું છું.

**नेपथ्यमां**—મુનિજનો! હું આપને પ્રણામપૂર્વક વિનંતિ કરૂં છું કે, આપ આ સમયે આ મંડપમાંથી જરા દૂર થાઓ. કારણ કે કુમારી સાવિત્રી સત્યવાન્‌ને વરવાસારૂ પોતાનાં માતા માલવી સાથે અહિં પ્રવેશ કરે છે.

**देवव्रत**—ખરે પ્રજ્ઞાવાન્! તમારૂં બોલવું ઈશ્વરે સત્ય કર્યું ખરૂં. ચાલો આપણે માતાજીને સમાચાર આપિયે કે, રાણી માલવી તથા સાવિત્રી આપણા માધવીમંડપમાં આવ્યાં છે.

**प्रज्ञावान्**—તમારૂં કેહેવું યથાર્થ છે. આ શબ્દ મહારાજ અશ્વપતિના પ્રતીહારના જેવો છે. તેઓ હમણાંજ આ મંડપમાં આવશે તેની અગાઉ આપણે નીકળી જઈએ. (નીકળી જાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

**સ્થળ**—દ્યુમત્સેનની પર્ણશાળા.

**द्युमत्सेन, शैब्या, सत्यवान्, प्रज्ञावान्, देवव्रत आदि.**

**द्युमत्सेन**—પ્રિયા! તમે શિવપૂજન કરી રહ્યાં કે નહિ? હું તો પૂજા પાઠ સર્વે કરી રહ્યો છું.

**शैब्या**—પ્રાણનાથ! મારે જરા સ્તુતિપાઠ અને પુષ્પાંજળી બાકી છે.

**द्युमत्सेन**—વત્સ સત્યવાન્!

**सत्यवान्**—આજ્ઞા મહારાજ.
**द्युमत्सेन**—તમારૂં નિત્યકર્મ સમાપ્ત થયું કે નહિ?
**सत्यवान्**—જી, હા, સમાપ્ત થયું છે.
**द्युमत्सेन**—ત્યારે તમે મહારાજા અશ્વપતિને સામા જાઓ, એ હમણા અહિં પધારતા હશે.
**सत्यवान्**—જેવી પિતાજીની આજ્ઞા. (એમ કહી નીકળી જાય છે.)
**द्युमत्सेन**—દેવિ! સત્યવાન્નું સૌજન્ય તો કોઈ અલૌકિક પ્રકારનુંછે.
**शैब्या**—આપના પ્રતાપથીજ.
**द्युमत्सेन**—એમાં સૌજન્ય છે એ તો આશ્ચર્ય નહિ પણ એના મિત્ર દેવવ્રત અને પ્રજ્ઞાવાન્માં પણ કાંઈ જુદાજ પ્રકારનું સૌજન્ય છે.
**शैब्या**—પ્રાણનાથ! આપનું બોલવું યથાર્થ છે. એ બેય જણા તો પોતાનાં માવતરની જેવી ભક્તિ કરે છે, તેવીજ આપણી કરે છે.
**देवव्रत**—(સ્વગત) એટલાથીજ કૃતાર્થ છિયે.
**द्युमत्सेन**—દેવિ! એ બેયની ઉપર મુને એટલો પ્રેમ છે, કે મારે સત્યવાન્ એક પુત્ર નથી પણ એ સહિત ત્રણ પુત્ર છે; એમ ગણું છું.
**प्रज्ञावान्**—દેવવ્રત! જોયું એ મહાત્માનું મહત્વ?
**देवव्रत**—ખરે એમનું મહત્વ એમનામાંજ છે.
**शैब्या**—આર્યપુત્ર! આપ, જેવો તેવિષે પ્રેમ ધરાવો છો તેવોજ મારો પ્રેમ તેઓ બેયપ્રત્યે છે. જ્યારે જ્યારે હું તેને નથી દેખતી ત્યારે ત્યારે મને પવિત્ર સત્યવાન્ના વિયોગથી જેટલું દુઃખ થાય છે તેટલુંજ થાય છે. આજે તો સંવારના તેઓ બેય દેખાયા પણ નથી.

**प्रज्ञावान् अने देवव्रत**—(પ્રવેશ કરીને) માતાપિતા! અમે પ્રણામ કરિયે છિયે.

**द्युमत्सेन**—પ્રિય પુત્રો! તમારૂં કલ્યાણ થજો. તમે આટલી વાર ક્યાં હતા?

**प्रज्ञावान्**—અમે બેયજણા સુંદર માધવીમંડપમાં બેશી અમારી બાલબુદ્ધિના વિચાર કરતા હતા, એટલામાં મહારાજ અશ્વપતિનાં રાણી માલવી અને તેમનાં પુત્રી સાવિત્રી તે મંડપમાં આવ્યાં તેથી એ સમાચાર આપવાજ અમે ઉતાવળથી અહીં આવ્યા છિયે.

**द्युमत्सेन**—પુત્ર દેવવ્રત અને પ્રજ્ઞાવાન્! તમે તરત (શૈબ્યા સામી આંગળી ચીંધીને) એમને એ મંડપમાં તેડી જાઓ.

**बेयजणा**—જેવી પિતાજીની આજ્ઞા.

**शैब्या**—હું સ્તુતિપાઠ કરી લઊં. (સ્તુતિ કરે છે.)

**(वैतालिय.)**

કરૂણાકર દેવ પાપને, કરજે દૂર અમાપ તાપને;
સચરાચરવિશ્વતાતને, વધતું શું વદવુંજ આપને. ૧
નથિ મેં શિવભક્તિ તો કરી, નથિ મેં કાંઈ વિરક્તિ તો ધરી;
નથિ મેં પરપીડને હરી, પરઆશા નથિ હું થકી સરી. ૨
નથિ મેં બહુ પુણ્ય તો કર્યાં, નથિ દુઃખો પરનાં કદી હર્યાં;
ગણુ તોય બધાં શુભો કર્યાં, શિવ આપે પગલાં અહીં ધર્યાં. ૩
નથિ પૂજનરીતિ જાણિ મેં, નથિ કાંઈ સ્તુતિરીતિ જાણિ મેં;
શરણાગત એમ જાણિને, કરૂણાદષ્ટિ કરો સદા તમે. ૪
જપ કે તપ જાણતી નથી, વ્રત ક્વાર્તા શ્રવણે ધરી નથી;
કરશો નહિ મુક્ત તાપથી, પણ કોઈ સુર અન્ય આપથી. ૫
શ્રુતિ જાણુ નહીં નહિ સ્મૃતિ, નહિ શાસ્ત્રો નહિ ધર્મપદ્ધતિ;

પણ જાણું અનેક તાપની,—હરનારી કરૂણાજ આપની. ૬
કરૂણા ન કરો કરો ગમે, કરૂણાસાગર આ સમે તમે;
પણ કોઈ નં અન્ય આપથી, કરશે મુક્ત મુનેજ તાપથી. ૭
પદપૂજનથીજ આપનાં, સહુ સૂકાય સમુદ્ર પાપના;
શ્રવણે ન પડે વિલાપના, કદિ શબ્દો કરનાર તાપના. ૮
બહુ રંક થયા નરેશ્વરો, બહુ રંકોજ થયા સુરેશ્વરો;
બહુ પાપ અપાપ થૈ ગયા, અતિ મૂર્ખા કવિરાજ થૈ ગયા. ૯
વળિ પુત્ર વિહીન જે હતા, જગમાં મિત્રવિહીન જે હતા;
શિવ તેપણ પુત્ર પૌત્રનું, સુખ પામ્યાજ પવિત્ર મિત્રનું. ૧૦
દશ પાંચ છ સાત વર્ષનું, વળિ આયુષ્ય પ્રમાણ જેહનું;
અજરામર તે થઇ ગયા, અતિમૃત્યુમદને હરી ગયા. ૧૧
સુખ લેશ થવોજ જેમને, ન ઘટે દેવ કદાપિ તેમને;
અતિસૌખ્યસમુદ્ર ઊછળ્યા, સુતસંપત્સુખના નિધિ મળ્યા. ૧૨

(માલિની.)

અસુર સુર નરોમાં યક્ષ કે રાક્ષસોમાં,
સુરમુનિ મુનિયોમાં સિદ્ધ કે તાપસોમાં;
પ્રબલબલ પ્રતાપી થૈ ગયા દેવ જે જે,
પદકમલ તમારૂં સેવવાથીજ તે તે. ૧૩

(સ્તુતિપાઠ થઇ રહ્યા પછી) પ્રાણનાથ! ત્યારે હું માધવીમંડપમાં જવા રજા લઉં છું.

**દ્યુમત્સેન**—હા, ભલે. (એમ કહિ આજ્ઞા આપે છે અને પ્રજ્ઞાવાન્ તથા દેવવ્રત તેને દોરે છે, એમ નીકળી જાય છે.) (મનમાં) સૂર્યોદય થઇ ચૂક્યો છે, મારા પ્રિયમિત્ર અશ્વપતિને આવતાં વિલંબ થયો ખરો. પુત્ર સત્યવાન્‌ને ગયે પણ ઘડી એક થવા

આવી તોપણ તેઓ આવ્યા નહિ એ શું? (એટલામાં સત્યવાન્, રાજા અશ્વપતિ તથા પ્રધાનો પ્રવેશ કરે છે.)

**सत्यवान्**—પિતાજી! મહારાજા અશ્વપતિ આવ્યા છે.

**द्युमत्सेन**—પધારો પ્રિયમિત્ર, (એમ કહીને ઉભા થવા જાય છે.)

**अश्वपति**—નહિ નહિ, ઘણો શ્રમ ન લેવો. (એમ કહી હાથ ઝાલી તેને બેસારે છે અને પોતે પણ બેસે છે. પ્રધાનો પણ પ્રણામ કરી બેસી જાય છે.)

**द्युमत्सेन**—આપને આવતાં કાંઈ વિલંબ થયો લાગે છે.

**अश्वपति**—હા, આશ્રમની, આશ્રમના વૃક્ષોની અને આશ્રમના પશુઓની મનોહર શોભા જોતાં જોતાં વિલંબ થઈ ગયો ખરો.

**द्युमत्सेन**—આપને જરા વિનંતિ કરવી છે.

**अश्वपति**—આજ્ઞા કરવી છે એમ કેહેવું ઉચિત છે.

**द्युमत्सेन**—જ્યારે હું તેમ કહીશ ત્યારે તમારે તે પાળવીજ પડશે.

**अश्वपति**—આપની યોગ્ય આજ્ઞા પાળવામાં કદિ આ માણસ પ્રમાદ કરે એમ આપને સંદેહ છે?

**द्युमत्सेन**—નહિ નહિ.

**अश्वपति**—ત્યારે ખુશીથી આજ્ઞા કરો.

**द्युमत्सेन**—હું આપને એમ કહું છું, કે જે રાજહંસીએ માનસ સરોવરમાં જન્મ લીધો હોય, જે રાજહંસી નંદનવનના નંદનવૃક્ષમાં મોટી થઈ હોય, જે રાજહંસીએ નિર્મળ મુક્તામણિના આહારથી ક્ષુધાની અને દેવગંગાના અમૃતસરખા જલથી તૃષાની શાંતિ કરી હોય, તે રાજહંસીને એક અરણ્ય નિર્જનવનમાં આવી પડવું એ કાંઈ ઉચિત ગણાશે?

**अश्वपति**—જો તેનોજ પ્રાણપતિ રાજહંસ, દૈવના યોગથી, શા-

પના યોગથી, પાપના યોગથી, કે પોતાના અદૃષ્ટના યોગથી તે નિર્જનવનમાં આવી પડ્યો હોય, તો તે સાથે રેહેવા કોઈ પણ અનુચિત ગણે એમ હું કહી શકતો નથી. એટલુંજ નહિ પણ એની સાથે જઈ, નહિ વસવાની સંમતિ આપનાર સારી સંમતિ આપનાર ગણાય એમ હું કહી શકતો નથી.

**द्युमत्सेन**—ઠીક ત્યારે, નિરૂપાય.

**शत्रुशल्य**—આપણે માર્ગમાં આવતાં વિલંબ ઘણો થયો છે, માટે અહિં ઘણું ન રોકાતાં માધવીમંડપમાં જઈએ તો સારૂં.

**अश्वपति**—શત્રુશલ્યનું બોલવું ખરૂં છે, ચાલો ત્યારે જઈએ.

**द्युमत्सेन**—જેવી સર્વની ઈચ્છા.

**अश्वपति**—(દ્યુમત્સેનનો હાથ ઝાલી દોરી જાયછે, તે સાથે પ્રધાનો પણ જાય છે.)

---

## પ્રવેશ ૪ થો.

**સ્થળ**—માધવીમંડપ.

**मालवी, सावित्री, मालती अने माधवी.**

**सावित्री**—(સ્વગત) અહિં આવ્યે આશરે બે ઘડી થઈ ગઈ, પણ કોઈ આશ્રમનું મનુષ્ય આવતું નથી એ શું?

**मालवी**—પુત્રિ! આ મંડપમાં જ્યારે આપણે આવ્યા ત્યારેજ બે ઋષિકુમારો અહિંથી નીકળી ગયા છે તેણે ખબર તો દીધી હશે, પણ આશ્રમવાસી લોકોને તો પોતાનું નિત્યકર્મ પોચતાં વિલંબ બહુ થાય. (એમ કહી દરવાજા સામી દૃષ્ટિ કરે છે ત્યાં.)

**प्रतीहार**—(પ્રવેશ કરીને) દેવિ! બારણે મહારાજ દ્યુમત્સેનનાં રાણી આવેલાં છે, ને તેની સાથે બે ઋષિકુમારો છે.

**માલવી**—(ઉભાં થઈ સામાં જતાં પગમાં પડી) દેવિ! હું માલવી આપને પ્રણામ કરૂં છું.

**શૈબ્યા**—સખિ માલવિ! અતિ વિનય કરવો સ્નેહમાં ઉચિત છે? (એમ કહી તેને ઉભાં કરીને મળે છે અને માલવી તેને હાથે દોરી માધવીમંડપમાં આસનઉપર બેસારે છે.)

**સાવિત્રી**—માતા! હું પ્રણામ કરૂં છું. (એમ કહી પગમાં પડે છે.)

**શૈબ્યા**—પુત્રિ! અખંડસૌભાગ્યા ભવ. (એમ કહી પોતાના ખોળામાં બેસારે છે.)

**સાવિત્રી**—માતા! મુને આ અનુગ્રહ કરી કૃતાર્થ કરી છે.

**શૈબ્યા**—પુત્રિ! જ્યાંથી તમે પ્રિય સખી માલવીને ત્યાં જન્મ લીધો છે ત્યાંથીજ એ અનુગ્રહને તમે પાત્રજ છો.

**માલવી**—દેવિ! મુને આજે આપનાં દર્શન થયાં તેથી હું આ દિવસ ઉત્તમમાં ઉત્તમ ગણું છું.

**શૈબ્યા**—પ્રિયસખિ! એ તો આપણ બેયને પરસ્પર છે. પરમદયાળુ પરમેશ્વર માણસનું ધારેલું કોઈ સમયે પણ સિદ્ધ કરે છે.

**માલવી**—દેવિ! આપના મળવાથી મને ઘણો સંતોષ થયો પણ તે સાથે અસંતોષ એ છે કે આપની આ દશા હું જોઉં છું.

**શૈબ્યા**—એમાં અસંતોષ શો છે? બુદ્ધિવાન્ માણસે જ્યારે વિપત્તિ આવે ત્યારે રાજી રહેવું, કેમકે તે પૂર્વપાપનો ક્ષય કરે છે; અને સંપત્તિ આવે ત્યારે ઉદાસી રહેવું, કેમકે તે પૂર્વજન્મનાં પુણ્યનો ક્ષય કરે છે. તેવિષે કાંઈજ અસંતોષ ન રાખવો. અહર્નિશ હર્ષશોકમાં સરખું મન રાખવું, એ તો આપણું કુલીન સ્ત્રિયોનું કામ છે.

**માલવી**—દેવિ! આપના સમાગમથી જે જે આનંદ થાય છે તેની

સીમા નથી, તે સાથે વળી આવાં ઉપદેશાત્મક આપનાં વચન સાંભળી હું મારા આત્માને કૃતાર્થ માનું છું. (એટલામાં રાજા અશ્વપતિ, દ્યુમત્સેન, સત્યવાન્ અને પ્રધાનો આવી પહોચે છે.)

**प्रतीहार**—(ઉઠીને નમન કરીને માધવીમંડપમાં ખબર દેવા જવાની ઈચ્છા કરે છે તેટલામાં.)

**अश्वपति**—પ્રતીહાર! રાજ્યરીતિ સર્વ આપણા રાજ્ય સાથે રાખી છે. આ તો સર્વ અભ્યંતર મંડળ છે, માટે તમે સર્વને કહો કે અમે સઘળા આવિયે છિયે અને તમારે પણ માધવી-મંડપમાં રહેવું.

**प्रतीहार**—જેવી આજ્ઞા. (એમ કહી માધવીમંડપમાં જઈ પાછો આવે છે અને સર્વે માધવીમંડપમાં પ્રવેશ કરે છે. સ્ત્રિયો સર્વ ઉભાં થઈ માન આપે છે.)

**सत्यवान्**—(માલવીને) માતા! આપને નમન કરૂં છું.

**मालवी**—દીર્ધાયુર્ભવ.

(એમ કહી તેને પોતાના ખોળામાં બેસારવા જાય-છે.)

**सत्यवान्**—નહિ માતા! હું આપની પાસેજ બેસીશ. (એમ કહી નીચે બેસે છે.)

**अश्वपति**—પ્રતીહાર?

**प्रतीहार**—આજ્ઞા મહારાજ.

**अश्वपति**—જાઓ આપણે ઉતારેથી એક સિંહાસન સોનાનું અને ચાર રૂપાનાં લઈ આવો.

**प्रतीहार**—જેવી આજ્ઞા.

(એમ કહી જાય છે અને સિંહાસનો લઈ આવે છે.)

**अश्वपति**—(એકઉપર દ્યુમત્સેનને, બીજાંઉપર શૈબ્યાને, ત્રીજાંઉપર માલવીને અને ચોથાંઉપર સાવિત્રીને બેસવાનું કહે છે.)

**सावित्री**—પિતાજી! આપ ક્યાં બેસશો?

**अश्वपति**—પુત્રિ! મારે બેસવાને હજી વિલંબ છે, મારે બેસવા ટાંણે હું સિંહાસન મગાવી લઈશ.

**सावित्री**—બહુ સારૂં. (એમ કહી સિંહાસનઉપર બેસે છે.)

**अश्वपति**—વત્સ સત્યવાન્! તમે આ સિંહાસનઉપર બેસો.

**सत्यवान्**—નહિ મહારાજ! આપેંજ એ સિંહાસનઉપર બેસવું જોઈએ.

**अश्वपति**—નહિ, આ સમયે તમારેજ આ સિંહાસનઉપર બેસવું યોગ્ય છે, એવિષે આગ્રહ કરી વિલંબ કરશો નહિ.

**सत्यवान्**—જેવી આજ્ઞા. (એમ કહી સિંહાસનઉપર બેસે છે.)

**अश्वपति**—આર્યરાજર્ષિ! 'सर्वरत्नावसुंधरा' એ વાક્ય સર્વ સ્થળે પ્રસિદ્ધ છે, ને તેનો અર્થ યથાર્થ છે કે, પૃથ્વી બહુ રત્નવાળી છે. કેટલાંક રત્નો સમુદ્રમાંથી ઉત્પન્ન થાય છે, કેટલાંક પર્વતોમાંથી પેદા થાય છે અને કેટલાંક ખાણોમાંથી નીકળે છે; તેથી પણ દૂર વિચાર કરિયે તો ક્ષીરસાગરનું મથન કરવાથી કેટલાંક રત્નો નીપજેલાં છે. તેશિવાય બીજાં પણ સ્થાનકો રત્નો પેદા થવાનાં હશે, પરંતુ વિદ્વાન્લોકો તે રત્નોને રત્ન પણ ગણતા નથી, તે રત્નોમાં લોભ પામતા નથી, અને તે રત્નોનાં ઘરેણાંને માન આપતા નથી. તેઓ જે રત્નને રત્ન ગણી માથે ચડાવવા ઈચ્છે છે, તેઓ જેને રત્ન ગણી ગળે બાંધવા ઈચ્છે છે, અને તેઓ જેને રત્ન ગણી હૃદયમાં રાખે છે, તે રત્ન કોઈ જુદાજ પ્રકારનું હોય છે. તે રત્નની આગળ તો હીરાઓ હલકા

લાગે છે, લીલમ નિર્માલ્ય લાગે છે, માણિક્ય માલવગરનાં લાગે છે, અને મુક્તાફળ નિષ્ફળ લાગેછે. નથી તે રત્નને સરાણે ચડવું પડતું, નથી તે રત્નને સારડી સહન કરવી પડતી, અને નથી તે રત્નને ઘણોના ઘા ખમવા પડતા. તે રત્નને ઉત્પન્ન થવાનું સ્થાનક વિધાતાના વ્યાપારરૂપ પારાવાર છે. તે રત્ન એક પોતાનાં સ્થાનનેજ નહિ પણ આખા દેશને પ્રકાશિત કરે છે. તે રત્નની પરીક્ષા કરનારા વિદ્વાનો હોય છે. વૃદ્ધ ઝવેરીઓ કે જેઓએ હીરા, લીલમ, માણિક્ય અને મોતી વિગેરે કાંકરાઓને ઓળખવામાંજ આખું આયુષ્ય કાઢયું હોય છે, તેઓ ચાર ચાર ચશ્માં ચડાવી પરીક્ષા કરે તોપણ તે રત્નની ખરી ખુબી કદી પણ જાણતા નથી. આવું આદ્ભૂત રત્ન તે એજ કે જે 'માનવરત્ન' એવાં નામથી ઓળખાય છે. હું માનું છું કે વિચિત્ર વસ્તુની રચના કરવામાં નિપુણ વિધાતા જયારે માનવરત્નની રચના કરવા ઈચ્છે છે, ત્યારે પુરાતની સર્વ રત્નોના કેટલાક અદ્ભૂત ગુણો તેમાં નિર્માણ કરે છે, તેથીજ કલ્પવૃક્ષ અને કામદુધાનું ઈચ્છિત અર્થ આપવાપણું, મદિરાનું મદજનકપણું, અને અમૃતની અનુપમ મધુરતા એ માનવરત્નના પ્રત્યેક વાક્યોમાં રહે છે; ઉચ્ચૈઃશ્રવા નામના અશ્વની ચંચળતા તેની બુદ્ધિમાં પ્રવેશ કરે છે, ઐરાવત નામના હાથિની ઉજ્વળતા અને ધીરતા તેના મનમાં પ્રવેશ કરે છે, અને ચંદ્રમાની આલ્હાદકારક શક્તિ તેના શીલમાં પ્રવેશ કરે છે; અપ્સરાની સભારંજકતા અને કૌસ્તુભમણિની કઠોરતા આપત્તિના સમયના તેના હૃદયમાં પ્રસિદ્ધ જણાય છે; તેમજ ધન્વંતરીની વૈદ્ય વિદ્યાની સ્વાભાવિક પરદુઃખભંજનતામાં ઝળકી ઉઠે છે. આવાં

અદ્ભૂત જંગમરત્નો પાકવાં ઘણાં કઠણ છે. તેની ખરી પરિપક્વતાનો ચમત્કાર તેનાઉપર અનેક આપત્તિયો આવી પડવાથીજ ઓળખવામાં આવે છે. તેને શુદ્ધ કરવાની સરાણ સદ્ગુરૂના સદુપદેશોજ હોય છે. તે રત્ન નજરે પડતાંજ મનુષ્યોનાં નેત્રને તથા અંતઃકરણને આનન્દ આપે છે.

હું એમ ધારૂં છું કે વિધાતાને સર્વ પદાર્થની જોડી કરવાનોજ સ્વભાવ છે, તેથી જ્યારે તેવાં માનવરત્નનું તે પરમકૃપાળુ પરમેશ્વર નિર્માણ કરતા હશે, ત્યારે તેની જોડી માટે કન્યારત્નનું પણ નિર્માણ કરતા હશે. જુઓ કે, પુણ્યશ્લોક નળરૂપ રાજરત્ન જ્યારે વીરસેનના દરબારમાં પ્રકટ થયું, ત્યારે દમયંતીરૂપ કન્યારત્ન ભીમકરાજાના દરબારમાં થયું હતું; શ્રીરામચંદ્રજીરૂપ માનવરત્ને જ્યારે અયોધ્યાને આનંદમગ્ન કરી, ત્યારે સીતારૂપ કન્યારત્ને મિથિલાનગરી શોભાવી હતી; જ્યારે દુષ્યંતરૂપ માનવરત્ને દુનિયાંમાં દેખાવ દીધો હતો, ત્યારે શકુંતલારૂપ કન્યારત્ને તેની યોગ્ય જોડી થવા જન્મ લીધો હતો; ઈત્યાદિ અનેક નરરત્નો અને નારીરત્નોની જોડી થઈ ગયેલ છે, તે વિચિત્ર વિધાતાની ઇચ્છાથીજ, એમાં કાંઈ સંદેહ નથી. વિધાતા પોતાનાં શ્રમપૂર્વક રચેલાં ને દૂર દેશમાં નાંખેલાં રત્નો જ્યારે જોડાયેલાં જુવે છે, ત્યારે તેને ઘણોજ આનન્દ થાય છે. આવાં નરરત્ન અને નારીરત્નની એક જોડીને દંપતી કેહેવાય છે. દંપતીનો ખરો ધર્મ શો છે? તે નળદમયંતી, સીતારામચંદ્ર, ઋતધ્વજમદાલસા, અત્રિઅનસૂયા, અને અગસ્ત્યલોપામુદ્રા, ઈત્યાદિ, પવિત્ર દંપતીનાં ચરિત્રઉપરથીજ જણાઈ આવે છે. પરમકૃપાળુ પરમેશ્વરે એક નિરૂપમ સત્યવાનૂરૂપ પુત્રરત્ન તમને

અર્પણ કર્યું છે, અને તેની યોગ્ય જોડી મેળવવા સાવિત્રીરૂપ કન્યારત્ન મુને અર્પણ કરેલ છે, માટે તે બેય રત્નોની એક જોડી થવા હું ઈશ્વર પાસે પ્રાર્થના કરૂં છું, ને તે બેયને પવિત્ર સીતા-રામચંદ્રઆદિ દંપતીની પ્રમાણે પોતપોતાના ધર્મમાં વર્ત્તવાઅહિં હું ભલામણ કરૂં છું.

**માલવી**—(ઉભાં થઈને) આર્યપુત્રની આજ્ઞાપ્રમાણે પુત્રી સાવિત્રીને વત્સ સત્યવાન્જ યોગ્ય છે, માટે તેનો સ્વયંવર જોવા હું ઘ-ણીજ આતુર છું.

**વીરમિત્ર**—મહારાજાનું ભાષણ અમને અત્યંત ગમતું છે, ને તે શુભકર્મ જોવા અમારાં નેત્ર ઉત્સાહ રાખે છે.

**દ્યુમત્સેન**—અશ્વપતિના સ્નેહને વર્ણવવા કોઇ રીતે હું શક્તિવાન્ નથી.

**અશ્વપતિ**—જ્યારે સર્વના વિચારો મારા મનને મળતા છે, ત્યારે આ પવિત્ર અને કલ્યાણી વેળામાં પુત્રી સાવિત્રીભણીથી સ્વ-યંવરની વરમાળ સત્યવાન્ના ગળામાં પડેલી જોવા ઈચ્છું છું.

**સાવિત્રી**—(ઉભાં થઈ પોતાના ગળામાંનો હીરાનો હાર હાથમાં લઈને.) જો કે મારો મનરૂપ મુક્તાહાર અર્પણ કરી હું આ આર્યપુત્રને મારા પ્રથમ દેશાટનની વેળાએ વરેલ છું, તોપણ આ પવિત્ર ચાર માતાપિતા અને સૂર્યદેવ ઈત્યાદિની સાક્ષીએ હાર અર્પણ કરી યાવજ્જીવિત ધર્મ, અર્થ, કામ અને સુખદુઃખમાં આ આર્યપુત્રની સહચરી થવા બંધાઉ છું. એટ-લુંજ નહિ પણ મન, વચન, કર્મથી એમને ઈશ્વરતુલ્ય ભજવા તથા તેમનાં માતાપિતાને તીર્થરૂપ ગણવા અને પોતાના પ્રાણ અર્પણ કરતાં સુધી પણ તેમનું હિત કરવા તથા મારા પવિત્ર પિતાજીની આજ્ઞાપ્રમાણે અને દંપતીના ધર્મપ્રમાણે વર્ત્તવા

હું બંધાઊં છું. (એમ કહી હીરાનો હાર સત્યવાન્‌ના ગળામાં નાંખે છે.)

**माधवी अने मालवी**—(પુષ્પવૃષ્ટિ કરે છે.)

**सर्वे**—(જયજય શબ્દ બોલે છે.)

**सत्यवान्**—(ઉભા થઈ શરમથી) આ હીરાના હારરૂપે આવેલી આર્ય મહારાજ અશ્વપતિની આજ્ઞાને હું માથે ચડાવું છું, ને એમના ઉપદેશપ્રમાણે યાવજ્જીવિત વર્ત્તવા હું બંધાઊં છું.

(એમ કહી બેસી જાય છે.)

**द्युमत्सेन**—પ્રિયસખે અશ્વપતિ! સ્વયંવરનું શુભકર્મ સમાપ્ત થયુંછે. તેઓ ચંપકવનમાં જઈ આશ્રમમાં બ્રાહ્મણોના કેહેવાપ્રમાણે પાણીગ્રહણનું શુભકર્મ કરે, ને આપણે સર્વ સર્વને સ્થાનકે જઈએ.

**अश्वपति**—આપનું કેહેવું ઉચિત છે, માત્ર ત્યાં સ્ત્રીવર્ગનું કામ છે તો તેઓ ત્યાં રેહેશે. (એમ કહી જાય છે.)

**मालवी**—ચાલો ચાલો, આપણે ચંપકવનમાં લાજાહોમ કરાવિયે.

(એમ કહી સાવિત્રી સત્યવાન્‌સહિત નીકળી જાય છે.)

**अंक चोथो समाप्त.**



# अंक ५ मो.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—રાજતંત્રનું શયનગૃહ.

**राजा अश्वपति तथा तेनी राणी मालवी.**

**अश्वपति**—દેવિ! આજે સ્વયંવરના કામનો વિધિ સંપૂર્ણ થવાથી મને ઘણોજ આનંદ થાય છે.

**मालवी**—આર્યપુત્ર! મુને પણ વત્સ સત્યવાનના ગુણોવિષે, તથા રાજર્ષિ દ્યુમત્સેનના અને રાણી શૈબ્યાના સ્નેહવિષે નજર કરતાં સંતોષની સીમા રહેતી નથી, પણ પુત્રી સાવિત્રીને આ વનમાં ગમશે કે નહિ, એ વિષેની ચિંતા મારા મનમાંથી મટતી નથી. જો કે એને કોઈ પ્રકારે શીખામણ દીધા જેવું નથી, તોપણ આપણે તેનાથી જુદાં પડ્યાની પેહેલાં કાંઈ બોધ કરવો, એમ મારો વિચાર થાય છે જેથી તેમને શીખામણ મળે.

**अश्वपति**—તે વિચક્ષણ છે તેથી જાણી જશે કે 'મારાં અંતઃકરણનો એમને ભરોસો નથી થતો.' ને તેમ જાણી ઓછું લગાડશે.

**मालवी**—આર્યપુત્ર! હું એવી રીતે નહિ બોધ આપું કે તેને ઓછું લાગે, એવિષે નિશ્ચિંત રહો.

**अश्वपति**—એમ હોય તો ભલે.

**मालवी**—ત્યારે એવિષે હું કાંઈ વિચાર કરી આવું. (જાય છે.)

**अश्वपति**—હું પણ આ તપોવનનાં વૃક્ષો જોઈ મારી દૃષ્ટિને કૃતાર્થ કરૂં. (એમ કહી નીકળી જાય છે.)

## પ્રવેશ ૨ જો.

**સ્થળ—દ્યુમત્સેનની પર્ણકુટી.**

**રાજા દ્યુમત્સેન અને રાણી શૈબ્યા.**

**દ્યુમત્સેન**—દેવિ શૈબ્યા! પુત્રી સાવિત્રી અને પુત્ર સત્યવાન્‌ના વિવાહરૂપ શુભકર્મ નિર્વિઘ્ન સમાપ્ત થયું?

**શૈબ્યા**—આપ માધવીમંડપમાંથી આપના મિત્રસહિત જવા પછી આપની આજ્ઞાપ્રમાણે તરતજ ચંપકવનમાં બ્રાહ્મણોને તેડાવી તેમના કેહેવાપ્રમાણે કર્યું. અગ્નિસાક્ષીક દેવી માલવીએ સાવિત્રીનો હાથ સત્યવાન્‌ના હાથમાં સોપ્યા પછી બ્રાહ્મણોએ કહ્યું કે, 'આ સમયે શાળ હોમાવવામાં સાવિત્રીના ભાઈની જરૂર છે, માટે તેને બોલાવો.'

**દ્યુમત્સેન**—(સ્વગત) ખરે આ સમયે સહુનાં અંતઃકરણમાં ઓછું આંવ્યું હશે. (પ્રકાશમાં) પછી?

**શૈબ્યા**—પછી દેવી માલવીએ કહ્યું કે 'ઋષિઓ! આ માણુસ દૈવતરફથી એ લાભ મેળવવામાં મંદભાગ્યવાળું રહેલ છે.'

**દ્યુમત્સેન**—દેવિ! મહારાણી માલવીનાં આ વાક્યથી તો સર્વના હૃદયમાં જુદાજ પ્રકારનો આવેશ આંવ્યો હશે.

**શૈબ્યા**—હા પ્રાણનાથ! એ સમયે મને કોઈ પણ એવું માણસ ન જણાયું કે જેના મુખમાંથી નિઃશ્વાસ અને નેત્રમાંથી આંસુ નહિ પડ્યાં હોય.

**દ્યુમત્સેન**—પછી?

**શૈબ્યા**—પછી મહારાણી માલવીએજ કહ્યું, કે 'આ દેવવ્રત અને પ્રજ્ઞાવાન્ એ બેય સાવિત્રીના ભાઈ છે એમ હું ગણું છું, માટે તેઓ પાસેજ કાંઈ ભાઈનું કામ હોય તે કરાવો.

**દ્યુમત્સેન**—ધન્ય છે દેવી માલવીને, મારા પ્રિયમિત્ર અશ્વપતિની ધર્મપત્નીની બુદ્ધિ એવીજ હોવી જોઈએ.

**શૈબ્યા**—માલવીના આ વાક્યથી સર્વને આનંદ થયો, ને દેવવ્રત તથા પ્રજ્ઞાવાને મળી શાળ હોમાવી.

**દ્યુમત્સેન**—ઘણુંજ સંતોષકારક કામ થયું, હવે સાવિત્રી ને સત્યવાન્ ક્યાં છે?

**શૈબ્યા**—આ પાસે શિવાલય છે તેને પ્રણામ કરી તથા આશ્રમવાસી ઋષિયોને વંદન કરી, અહિં આપને નમન કરવા આવશે.

**સત્યવાન્ અને સાવિત્રી**—(પ્રવેશ કરી દ્યુમત્સેન તથા શૈબ્યાને પ્રણામ કરે છે.)

**દ્યુમત્સેન તથા શૈબ્યા**—(બન્નેના મસ્તકઉપર હાથ મેલીને આશીશ આપે છે.)

**સાવિત્રી**—(પોતાનાં સાસુસામા હાથ જોડીને,) માતા!

**(માલિની.)**

પરિચય નથિ મારે છેક છું હું અજાણી,
ચરણ કમળ દાસી આપની એમ જાણી;
વનફળ સમિધો ને ફૂલ કે મૂલ લેવા.
અવર પણ ખુશીથી ચીંધજો સર્વ સેવા.

**શૈબ્યા**—પુત્રિ સાવિત્રિ! તમારો વિનય અને વિવેક તમારીજ પાસે છે, તમારા યોગ્ય જે કાંઈ સેવા હશે તે હું તમને કહીશ, પણ ફળ મૂળ વિગેરે લેઈ આવવાનું કામ કાંઈ તમારે કરવાનું નથી.

**સાવિત્રી**—માતા! હું તો એમજ ગણું છું કે જે કોઈ કામ આપની સેવાનું હોય તે ગમે તેવું કઠણ હોય તોપણ મારેજ યોગ્ય છે.

**શૈબ્યા**—પ્રિય પુત્રિ સાવિત્રિ! જે કાંઈ તમે બોલો છો તે સર્વ

કુલીન સ્ત્રિયોના ધર્મનું રહસ્ય છે, ને તે સર્વ તમને શોભે છે, પણ મારૂં મન તમને તેવાં કામમાં જોડવા ઈચ્છતું નથી.

**સાવિત્રી**—માયાળુ માતાજી! એ સર્વ આપની નિઃસીમ કૃપાનોજ મહિમા છે, તોપણ આપ તરફથી આપની સેવા સંબંધી પવિત્ર આજ્ઞા થવાથીજ આ માણસ પોતાને કૃતાર્થ ગણશે.

**શૈબ્યા**—પુત્રિ! જો તમને એટલો બધો આગ્રહ છે તો હું તમને તમારા યોગ્ય સેવા કહું છું.

**સાવિત્રી**—હું તે આજ્ઞા માથે ચડાવવા હાજરજ ઉભી છું.

**શૈબ્યા**—પુત્રિ! શિવપૂજનનાં પાત્રો બેવાર માંજવાં, શિવપૂજન માટે ચંદન ઘસવું, અને શિવપૂજન માટે આ પાસેના બ્રહ્મકુંડમાંથી પવિત્ર જળનાં કમંડલુ ભરી લાવવાં, તે હું તમારે યોગ્ય કામ ગણું છું.

**સાવિત્રી**—માતા! આપની આજ્ઞાપ્રમાણે એ સર્વ કામ સાવધાન રહીને કરીશ, બીજી શી આજ્ઞા છે તે સાંભળવા આતુર છું.

**શૈબ્યા**—પુત્રિ! પાસેના પુષ્પનાં વૃક્ષોમાંથી સુગંધી ફૂલો શિવપૂજન માટે લઈ આવો, ને પછી તે સર્વ વૃક્ષોને પાણી પાવું હું ભુલી ગયેલ છું, માટે એક કમંડલુ લઈને સર્વને સીંચો. ફૂલ લેતાં સ્મરણ રાખજો કે માલતી અને માધવી જે બે બાલલતા છે, તે કોમળ છે તેથી તેને ફૂલ તોડતાં આંચકો ન લાગે.

**સાવિત્રી**—માતા! આપની આજ્ઞાપ્રમાણે કરવા હું ચુકીશ નહિં. (પ્રથમ પુષ્પની છાબડી લેઈ તેમાં પુષ્પ લેઈ આવે છે, પછી એક કમંડલુમાં પાણી લઈ ફૂલઝાડમાં સીંચે છે, એટલામાં.)

**માલતી અને માધવી**—(પ્રવેશ કરીને તેમાંની એક) અરે આપણાં

પ્રિય સખી તો અહિંજ છે. કેવા ઉત્સાહથી તે કોમળ પુષ્પનાં વૃક્ષોને સીંચે છે? આપણે જોઈએ તો ખરાં.

**સાવિત્રી**—(વિસામો લેવા નીચે બેશીને) ગુરૂજનની આજ્ઞાપ્રમાણે—

**(શાર્દૂલવિક્રીડિત.)**

સીંચ્યો બાલકદંબ કોમલઆર્તિ સીંચ્યોવળી આમ્રને,
સીંચી જંબુલતા ચમેલિ ચપલા જાઈ અને જુઈને;
સીંચી બોરસલી બિલી તુલસિને સીંચ્યોજ પુન્નાગને,
માધ્વીમાલતિની હજી પણ રહી સંભાળ લેવી મને.

(એમ કહી ઉઠીને જ્યાં માધવી અને માલતીના ક્યારામાં પાણી નાંખે છે ત્યાં.)

**માધવી અને માલવી**—(પ્રસિદ્ધ થઈને તેમાંની એક) પ્રિયસખિ! ખરે હવે અમારી બેની સંભાળ લેવી બાકી છે.

**સાવિત્રી**—(આશ્ચર્યાનંદથી) અરે, શું પ્રિયસખી માધવી અને માલતી! આવો પ્રિય બેહેનો! મારાં માયાળુ માતાજીએ મારા વિનોદને માટે જેમ તમબેયને ત્યાં રાખેલ છે, તેમ અહિંપણ મારાં માયાળુ માતાજી શૈબ્યાએ આ બે પ્રિયસખિયો મુને સોપેલ છે.

(એમ કહી તે લતા બતાવે છે.)

**માધવી**—પ્રિયસખિ! જ્યારે તમે રાણી શૈબ્યાને માતા એવું વિશેષણ આપ્યું, ત્યારે તેણે માધવી અને માલતીલતારૂપ સખિયો સોપી માતા માલવીની બરોબરી કરવી તે યોગ્ય છે.

**સાવિત્રી**—હા, તમારૂં કેહેવું યોગ્ય છે, પણ આ વેળા તમારૂં અહિં પધારવું શા માટે થયું છે?

**માલતી**—સખિ! માતાજીએ અમને આજ્ઞા કરી છે, કે 'દેવી શૈબ્યાની આજ્ઞા લેઈ પુત્રી સાવિત્રીને અહિં તેડી લાવો.'

**સાવિત્રી**—ત્યારે તમે ત્યાં જઈ તેમની આજ્ઞા લ્યો. એટલામાં હું પણ કમંડલુથી ગુલાબને પાણી સીંચીને ત્યાં આવું છું.

**માધવી**—અમે તમારા કેહેવાપ્રમાણેજ કરીશું. (એમ કહી બેય પર્ણકુટીમાં જઈ શૈબ્યાને પ્રણામ કરીને) મહાદેવિ! આપનાં પ્રિયસખી મહારાણી માલવી આ સમયે સાવિત્રીને મળવા ઇચ્છે છે.

**શૈબ્યા**—કોણ એ? પુત્રી સાવિત્રીની સખિયો કે શું?

**માલતી**—હા, માતાજી! કૃપા કરીને અમારી સખીને આજ્ઞા આપો.

**શૈબ્યા**—સાવિત્રિ! એ સાવિત્રિ!

**સાવિત્રી**—(પુષ્પનાં વૃક્ષને પાણી પાઈ રહે છે ત્યાં શબ્દ સાંભળતાં જરા દૂરથી દોડી જઈને પ્રણામ કરી.) આજ્ઞા માતાજી!

**શૈબ્યા**—તમે આ તમારી સખિયો તેડવા આવ્યાં છે તેની સાથે જાઓ, કહો તો કોઈ ઋષિબાલકને સાથે મોકલું?

**સાવિત્રી**—ના માતાજી! હજી સાયંકાળ છે ને ચંદ્રોદય થયો છે, તેમ મારી બેય સખિયો ભેગી છે, એટલે ઋષિબાલકોને સાથે આપવાની જરૂર નથી. ક્યાં દૂર જવું છે અને કોની બીક છે?

**શૈબ્યા**—ઠીક ત્યારે, સુખેથી જાઓ. તમારાં માતાજીને મારા ઘણા સ્નેહપૂર્વક પ્રણામસાથે કેહેજો કે, આપને મળવાની આ માણસને હજી તૃપ્તિ થઈ નથી.

**સાવિત્રી**—બાહુ સારૂ માતાજી! આપની આજ્ઞાપ્રમાણેજ હું સર્વ ત્યાં જઈને કહીશ.

(એમ કહી સાવિત્રી તથા બેય સખિયો નીકળી જાય છે.)

## પ્રવેશ ૩ જો.

**સ્થળ—રાજતંબુનું દિવાનખાનું.**

**राजा अश्वपति तथा राणी मालवी.**

**अश्वपति**—પ્રતીહાર! પ્રધાનોને બોલાવ.

**प्रतीहार**—આજ્ઞા મહારાજ. (એમ કહી નીકળી જાય છે અને પ્રધાનોને તેડી લાવી પાછો પ્રવેશ કરે છે.)

**शत्रुशल्य तथा वीरमित्र**—(રાજા તથા રાણીને પ્રણામ કરે છે.)

**अश्वपति**—પ્રિયમિત્રો! આજ દેવિયે પોતાના રચેલ નાટકનો ખેલ કરાવવા વિચાર્યું છે, માટે તે જોવા તમને તેડાવ્યા છે.

**शत्रुशल्य तथा वीरमित्र**—મોટો અનુગ્રહ કર્યો.

**मालवी**—માલતી અને માધવીને મેં પુત્રી સાવિત્રીને તેડવા મોકલેલ છે તે હજીસુધી ન આવ્યા એ શું?

(એટલામાં બે સખિયોસહિત પ્રવેશ કરીને.)

**सावित्री**—માયાળુ માતાપિતા! હું આપને પ્રણામ કરૂં છું.

**अश्वपति अने मालवी**—પુત્રિ! નિરંતર સુખી રેહે.

**सावित्री**—માતા! માયાળુ સાસુજી શૈબ્યાએ આપને પ્રણામ કહ્યાછે, અને તેઓ આપના ફરી સમાગમને માટે ઘણીજ આશા રાખે છે.

**मालवी**—પુત્રિ! હું પણ તેમને મળવામાં તેટલીજ આતુર છું.

**सावित्री**—માતા! આ સમયે આપે મને શા સારૂ બોલાવી છે? જો આપના નિઃસીમ સ્નેહને લીધે માત્ર મારૂં મુખ જોવાજ બોલાવી હોય, તો મુને આપના દર્શન થયાં, હવે આજ્ઞા હોય તો હું મારાં અપંગ સાસુસસરાની સેવામાં હાજર થાઉં.

**मालवी**—પુત્રિ! શું જુનાં માવિતરની માયા તો તમે ઉતારી નાંખી?

**સાવિત્રી**—નહિ માતાજી! નહિ, એ શંકા આપની ખોટી છે. જેણે આપનાં ઉદરમાં નવ માસ નિવાસ કર્યા છે અને બાર વર્ષ સુધી આપ પાસેજ કેળવણી લીધી છે, તે માણસ આપ કહો છો તેમ પોતાનાં માતાપિતા તરફની માયાળુતાનું વિસ્મરણ કરે ?! કદિ નહિ; તોપણ હું હાલ જે આપ પાસે ન રેહેતાં ત્યાં જવા વધારે ઉત્સાહ રાખું છું, તે આપે મને જે ધર્મ બતાવ્યો છે તેમાં પ્રમાદ ન થવાને માટેજ.

**માલવી**—પવિત્ર પુત્રિ! તેમ વર્ત્તવાથી હું વધારે ખુશી છું, પણ આજે અહીં એક નાટકનો ખેલ થવાનો છે, તે જોવાને માટે તમને તેડાવ્યાં છે.

**સાવિત્રી**—માતાજી! આવે પ્રસંગે મારૂં સ્મરણ કર્યું તેથી હું આભારી છું, પણ કોઈ માણસ સાથે ત્યાં કેહેવરાવશો કે જેથી મારી ચિંતા ન કરે. (એમ કહી માતાની પાસે બેસે છે.)

**માલવી**—પ્રતીહાર! આર્યરાજર્ષિ દ્યુમત્સેનના આશ્રમમાં જઈ મહારાણીને મારા પ્રણામ કહીને કેહેજે કે, સાવિત્રી આજની રાત્રિ અહિં રેહેશે.

**પ્રતીહાર**—જેવી આજ્ઞા માતાજી. (એમ કહી નીકળી જાય છે.)

---

## गर्भांक १ लो.

**सूत्रधार**—(પ્રવેશ કરીને) (**मालिनी.**)

જય જય જય થાજો પાર્વતીના પતિનો,
જય જય જય થાજો સર્વદા સૌ સતીનો;
જય જય જય થાજો સત્કવિની મતિનો,
જય જય જય થાજો સદ્ગુણી ભૂપતિનો.

**शत्रुशल्य**—(બે હાથ જોડીને) જો આપ અન્નદાતા એક અવિવેકને ક્ષમા કરો તો આ સેવક કાંઈ પ્રાર્થના કરવા ધારે છે.

**अश्वपति**—જે કેહેવાનું હોય તે કહો.

**शत्रुशल्य**—આપણી રાજ્યરીતિપ્રમાણે આવી રીતે ચક આડી પડ્યાવિના સૂત્રધારે દાખલ થવું એ ઘટિત નથી.

**अश्वपति**—(જરા હસીને) પ્રિય શત્રુશલ્ય! આપનું કેહેવું યથાર્થ છે. આપનો ધર્મજ છે કે જ્યારે જ્યારે કાંઈ અમારાથી રાજ્યનીતિમાં ચૂક થાય, ત્યારે ત્યારે સ્મરણ આપવું જોઈએ, પરંતુ આ સમયે તેમ નથી. આપ પુત્રી સાવિત્રીસાથે પ્રવાસમાં ગયા પછી પુત્રી સાવિત્રીના વિયોગને લીધે દેવી માલવીને કોઈ રીતે ગમતું નહિ, ત્યારે તેના મનને પ્રસન્ન રાખવા નિરંતર નાટક કરાવવાની અગત્ય પડતી, એટલા માટે નાટકકળામાં કુશળતા પામેલા પુરૂષોપાસેથી અપ્સરાઓને અભ્યાસ કરાવી, નાટકકળામાં કુશળ કરેલ છે, તેમાંની એક આ સૂત્રધાર થઈ આવી છે. હવે પછી પણ જે પ્રવેશ આવે તેવિષે અપ્સરાઓજ છે એવો આપે નિશ્ચય રાખવો.

**शत्रुशल्य**—મહારાજ! મારૂં અંતઃકરણ બે પ્રકારથી આ વેળા પ્રસન્ન થાય છે. એક તો આપેં આવી ગોઠવણ કરી છે તેથી, અને બીજી અપ્સરાઓએ એટલે સુધી કુશળતા મેળવી છે કે આ સ્ત્રી છે કે પુરૂષ એમ કોઈથકી કલ્પના થઈ શકે નહિ, તેથી.

**वीरमित्र**—ખરે તેમજ છે, જો આર્ય શત્રુશલ્ય વિજ્ઞપ્તિ કરવા ઉભા ન થયા હોત તો મને તેજ વિજ્ઞપ્તિ કરવાનો વિચાર થયો હતો.

**अश्वपति**—એમ થાય ત્યારેજ નાટકની કળાનો ચમત્કાર કેહેવાય.

**सूत्रधार**—(પડદા તરફ જોઈને) પ્રિયે! અહિં આવ.

**नटी**—(પ્રવેશ કરીને) આર્ય! આ હું આવી, આપની શી આજ્ઞા છે?

**सूत्रधार**—આ સર્વ સમાજ નવીન નાટક જોવા મળેલ છે, માટે તે નવીન નાટકનાં મુખ્ય પાત્રને ઉદ્દેશીને કાંઈ બોલો કે, જેથી શ્રોતાજનોનાં શ્રવણ ઈદ્રિયો પ્રસન્ન થાય.

**नटी**—જેવી આપની આજ્ઞા. (બોલે છે.)

**(शिखरिणी.)**

કદી ક્રોધી અંધો અતિશય જરા જીર્ણ તનમાં,
પતિ હોય તોયે પરમ શિવ માનીજ મનમાં;
સદા સેવી તેને ઉભય કુળને ઉજ્વળ કરે,
સુકન્યા એવી આ અવનીતલમાં દુર્લભ ખરે.

**नेपथ्यमां**—ખરે અમારાં મંદભાગ્યથી એમજ છે, જો તેમ ન હોય તો ચારે તરફ શોધીશોધીને થાકી ગયાં તોપણ તે સુકન્યા હજી સુધી કેમ ન મળે?

**सूत्रधार**—પ્રિયા! આ શબ્દો કોઈ રાજકન્યાની સખિયોના લાગે છે. જ્યાં રાજકીય માણસ હોય ત્યાં આપણું કામ નહિ, માટે ચાલો આપણે બીજી તરફ જઈએ. (જાય છે.)

---

## પ્રવેશ ૧ લો.

સ્થળ—ચ્યવનઋષિનો આશ્રમ.

**ललिता अने लीलावती प्रवेश करे छे.**

**ललिता**—(પ્રવેશ કરીને) ખરે અમારાં મંદભાગ્યથી એમજ છે, જો તેમ ન હોય તો ચોતરફ શોધીશોધીને થાકી ગયાં તોપણ તે સુકન્યા હજી સુધી કેમ ન મળે?

**સાવિત્રી**—આ બેય સખિયો પોતાની કોઈ પ્રિય સખીના વિયોગથી અતિ વિહ્વળ જણાય છે.

**શત્રુશલ્ય**—વીરમિત્ર! કહો જોઈએ આ આશ્રમ કોનો હશે?

**વીરમિત્ર**—મારા અનુમાનપ્રમાણે ચ્યવનમુનિનો લાગે છે.

**લીલાવતી**—બેન લલિતા! તમે પિતાજીને પુછ્યું, કે સુકન્યા ક્યાં પધાર્યાં છે?

**લલિતા**—હું શું પુછીશ? માતાજીએજ આવીને તરત પુછ્યું હતું.

**લીલાવતી**—પછી પિતાજીએ શું કહ્યું?

**લલિતા**—પિતાજીએ કહ્યું કે 'આશ્રમ જોવા જાઉં છું.' એમ કહીને ગયાં છે.

**લીલાવતી**—ત્યારે ઠીક, હું ચંપકવનમાં, આમ્રવનમાં અને કદલીવનમાં જોઈ આવી છું.

**લલિતા**—હું આ તરફ નદીના કાંઠા ઉપરનાં સર્વ વૃક્ષો જોઈ આવી છું.

**લીલાવતી**—સખિ! દૂરથી જે ઘો આપણા જોવામાં આવે છે, ત્યાં આપણે ગયાં નથી માટે જઈએ. (ત્યાં જવા નીકળી જાય છે.)

**સુકન્યા**—(પ્રવેશ કરીને) ખરે, મારા મનમાં જે ત્રાસ, જે કંપ અને જે ખેદ થાય છે, તેથી હું કોઈ પણ મહાત્માના અપાર અપરાધમાં આવી છું, એ નિઃસંશય વાત છે. માણસ ગમે તેવો વિદ્યાભ્યાસ કરે, ગમે તેવા ગુરૂઓ પાસે રહે, અને ગમે તેટલું જ્ઞાન મેળવે, તોપણ અવસ્થાથી થતું જ્ઞાન અવસ્થાવિના પ્રાપ્ત થતુંજ નથી. મારી મૂર્ખતા જોઈ મનેજ મારીઉપર ધિક્કાર આવે છે. પ્રથમ તો માતાના રથમાંથી ઉતરી પિતાજીના ઘોડા સાથે ઘોડેસ્વાર થઈ દોડવાનું શું કારણ હતું? તેમ કર્યા પછી

આશ્રમમાં આવી પવિત્ર પિતાજીની સેવામાં ન રેહેતાં, માતાજીનો રથ આવ્યાની અગાઉ આ આશ્રમ જોવાની શી ઉતાવળ હતી? આ આશ્રમ જોતાં જોતાં અનેક મંડપો, અનેક નિકુંજો, અને અનેક છાયાવૃક્ષો ઉલ્લંઘન કરી, આટલે દૂર આવવાનું શું કારણ હતું? આટલે દૂર આવ્યા સુધી પણ મારા મનમાં એમ ન આવ્યું કે 'હું એકલી છું, મારા પિતાનો પડાવ દૂર રહ્યો છે, મને પાછો આ અજાણ્યો માર્ગ જડશે નહિ, મારી માતા મારી બાહુ ચિંતા કરશે, મારા પિતાને મુને ગોતવા માટે બાહુ શ્રમ થઈ પડશે અને કોઈ ઘાતકી પશું મારી સામું આવી ચડશે તો હું વગર હથિયારે અને વગર કવચે શું કરીશ? આ સર્વ ઓછી બાલબુદ્ધિ નથી. તેમાં પણ અહિં આવી આ રાફડાનાં ચળકતાં છિદ્રો જોઈને તેમાં શુળો ખોસવાથી મારી મૂર્ખતાનો, મારી બાલબુદ્ધિનો અને મારાં અવિચારીપણાંનો તો કાંઈ પારજ રહ્યો નથી.

**अश्वपति**—પ્રિયા! રચના ઘણી ઉત્તમ કરી છે.

**मालवी**—પ્રાણનાથ! સર્વ આપનો પ્રતાપ છે.

**सावित्री**—માતા! આ રચના નવીજ મારા જોવામાં આવે છે.

**प्रधानो**—(પરસ્પર)આ જોતાં કોઈ જુદાજરસનો આવિર્ભાવ થાયછે.

**सुकन्या**— (**वसंततिलका.**)

હા હાય હાય શુભ કર્મ કર્યું ન આમે,
થાશે વિનાશ સહુનો પણ આજ ઠામે;
લીલાવતી ન લલિતા પણ પાસ મારી,
કોને કહું અરર હાય દશા નઠારી.

(એમ બોલતાં બોલતાં મૂર્છિત થઇને પડે છે એટલામાં લીલવતી તથા લલિતા સંભ્રમથી પ્રવેશ કરે છે.)

**લીલાવતી**—અરે, આ શું સુકન્યાજ! પ્રિયસખિ સુકન્યા, સુકન્યા! (એમ કહી જાગૃત કરે છે.)

**લલિતા**—અરે! આ તો મૂર્છા આવી ગઈ છે.

**લીલાવતી**—ત્યારે હવે શું કરશું?

**લલિતા** આ પાસેના પાણીના ઝરામાંથી પાણીનો પડિયો ભરી લાવ. (એમ કહી સુકન્યાને ખોળામાં લેછે.)

**લીલાવતી**—(ઉતાવળથી પાણીનો પડિયો ભરી લાવી લલિતાને આપે છે.

**લલિતા**—(સુકન્યાના કપાળઉપર પાણી છાટે છે.)

**લીલાવતી**—(કમળનાં પાનનો સુકન્યા ઉપર પંખો કરે છે.)

**સુકન્યા**—(જાગૃત થતાં થતાં ઉપરનો શ્લોક ફરીને ભણે છે.)

**(વસંતતિલકા.)**

રે હાય હાય શુભ કર્મ કર્યું ન આમે,
થાશે વિનાશ સહુનો પણ આજ ઠામે;
લીલાવતી ન લલિતા પણ પાસ મારી,
કોને કહું અરરર હાય દશા નઠારી.

**લલિતા**—બેન સુકન્યા! હું લલિતા અને લીલાવતી તમારી પાસેજ છિયે?

**સુકન્યા**—(સારી પેઠે જાગૃત થઈને) પ્રિયબેનો! શું તમે અહિં આવ્યાં છો!

**લીલાવતી**—હા, પણ બેન! તમારી આવી દશા થવાનું શું કારણ છે?

**સુકન્યા**—મારૂં કર્મજ.

**ललिता**—તમારાં કર્મ તો સારાંજ છે.

**सुकन्या**—નહિ નહિ, અહિંનું કર્મ.

**लीलावती**—અમારાથી તમારૂં ગંભીર બોલવું સમજાતું નથી.

**सुकन्या**—પ્રિય બેનો! હું આ આશ્રમમાં પિતાજીની સાથે આવી, તરત નોખાં નોખાં સ્થળો જોવા લાગી. કેટલાંક મનોહર સ્થળો જોયા પછી હું અહિં આવી પોચી, ને આ (રાફડા તરફ આંગળી બતાવીને) રાફડાનાં ચળકતાં છિદ્રો જોઈ મારી મૂર્ખાઈને લીધે તેમાં કાંટા ખોસ્યા. તેમાંથી આ લોહિનો પ્રવાહ પડે છે તે તેથીજ.

**लीलावती**—તેથી તમને શું પરાભવ છે?

**सुकन्या**—મુને એકને નહિ પણ મારાં આખાં કુટુંબને તેથી પરાભવ થશે એવો મુને ત્રાસ થાય છે.

**ललिता**—તે કાંટા ખોસવાથી કોઈ કાંઈ બોલ્યું?

**सुकन्या**—નહિ નહિ.

**लीलावती**—ત્યારે ચાલો આપણે પિતાજી પાસે જઈને વાત કરિયે, તે સર્વ ચિંતા કરતાં હશે.

**सुकन्या**—નહિ નહિ, આવિષે નકી કર્યાવિના હું પિતાજી પાસે આવિશ નહિ.

**ललिता**—ત્યારે શું કરશું?

**सुकन्या**—આપણે ત્રણેય મળીને રાફડો દૂર કરી તેમાં કોણ છે, તે જોઈએ.

**लीलावती**—ત્યારે બાહુ સારૂં, ચાલો જેમ કરિયે.

**सर्वे**—(રાફડો દૂર કરવા લાગે છે, તે દૂર કરી રેહેવા આવતાં હાડપિંજર નજરે પડે છે, તેથી.)

**લલિતા**—પ્રિયસખિ! કાંઈ ભય પામશો નહિ, આ તો આપણે વૈદ્યવિદ્યાનો અભ્યાસ કરતાં હતાં તે સમયે શરીરના વિભાગો બતાવવા જેવું હાડપિંજર રાખ્યું હતું, તેવુંજ આ એક હાડપિંજર છે.

**લીલાવતી**—જો એમ હોય તો તો કાંઈજ ભય નથી.

**સુકન્યા**—(ઝીણી નજરે તપાસીને.)

**(વસંતતિલકા.)**

ધોળી જટા ભમર પાંપણ છેજ ધોળી,
છે મૂછ દાઢી પણ બેન અતિજ ધોળી;
આવ્યું તપોવનવિષે તપકાજ જાણે—
વૃદ્ધત્વ, મૂર્તિ ધરિને ઋષિની પ્રમાણે!

બેનો! ખરે આ કોઈ મહામુનિ છે. તપશ્ચર્યામાં તેનું માંસ અને લોહિ કીડિયો ચૂસી ગઈ છે, માત્ર પ્રાણ હાડપિંજરમાં રહેલ છે, એવું આ શ્વાસોશ્વાસઉપરથી જણાય છે. ખરેખર એને આંખમાં વાગવાથીજ મૂર્છા આવી ગઈ જણાય છે.

**લલિતા**—(હાડપિંજરને નિહાળતાં) આપનું કેહેવું ખરૂં છે, શ્વાસછે એવું મુને પણ હવે લાગે છે.

**સાવિત્રી**—માતા! સુકન્યા તો સર્વે વિષયમાં કુશળ જણાય છે.

**માલવી**—પુત્રિ! પૂર્વે તમ જેવી રાજકન્યાઓ સર્વ વિદ્યાનો અભ્યાસ કરતી.

**સુકન્યા**—બેન લલિતા! તું અહિંથી જા, ને આપણા પિતાજી પાસે જે વૈદ્ય છે તેને ઉતાવળે અહીં બોલાવી લાવ.

**લલિતા**—જેવી આજ્ઞા. (એમ કહી ઉતાવળથી નીકળી જાય છે.)

**સુકન્યા**—બેન લીલાવતિ! તમે આ નજીકના ગ્રામમાંથી કમળો

લઈ આવો, એટલે આપણે તેની શય્યા કરીને તેમાં આ મહાત્માને શયન કરાવિયે, અને હું પણ તેને મૂર્છામાંથી જાગૃત કરવા માટે ચંદનનાં પલ્લવો લઈ આવું. (જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

**સ્થળ**—રાજતંબુ.

**રાજા શર્યાતિ અને તેની રાણી સુશીલા.**

**શર્યાતિ**—પ્રિયા! હું નથી ધારતો કે મારા પ્રાણ રહે.

**સુશીલા**—પ્રાણનાથ! મુને પણ આપના કહેવાપ્રમાણેજ વ્યથા થાય છે. આપણા વૈદ્યને પણ દોડતું માણસ આવ્યું હતું, તેથી તે આપણને ઓસડ જમાડીને પ્રધાન પાસે ગયેલ છે.

**શર્યાતિ**—તે હજી કેમ ન આવ્યા? તેનાં આપેલાં ઔષધનો કાંઈ ગુણ દેખાતો નથી. (એટલામાં વૈદ્ય પ્રવેશ કરીને.)

**વૈદ્ય**—મહારાજનો જય થાઓ.

**શર્યાતિ**—વૈદ્યરાજ! આવ્યા કે? પ્રધાનને કેમ છે?

**વૈદ્ય**—મહારાજ! પ્રધાનને નહિ પણ આખી સેનાને કેમ છે, એમ પુછો.

**શર્યાતિ**—શું આખી સેના આ પીડાથી પીડાય છે?

**વૈદ્ય**—હા, મહારાજ! મને પણ એજ વ્યથા છે.

**શર્યાતિ**—એવિષે કાંઈ ઉપાય નથી?

**વૈદ્ય**—ઉપાય કેમ ન હોય?

**(શાર્દૂલવિક્રીડિત.)**

પાઈ ચંદ્રપ્રભા અનેક જનને પિત્તારિ પાયો બહુ,
પાઈ ચંદ્રકળા સુશીતલ અને લીધા ઉપાયો સહુ;

આખાં સૈન્યવિષે ન કોઈ જનને દેખાય શાંતિ થતી,
તેથી થૈ નિરૂપાય હાય ગણવી દુર્લંઘ્ય દૈવી ગતિ.

**शर्याति**—ખરૂં છે, પ્રત્યેક માણસને એકજ દિવસે, એકજ સમયે, અને એકજ જાતિની પીડા પ્રાપ્ત થઈ, એ કોઈ દૈવી કોપજ; તેમાં વળી આપ જેવા આયુર્વેદના પારંગત વૈદ્યનો ઉપાય ન ચાલે, ત્યારે પછી જીવવાની આશા શાની? પણ જો સુકન્યા આવે તો માત્ર તેનું મુખ જોવાની આશા છે.

**सुशीला**—મેં લીલાવતી તથા લલિતાને તરત તેડવા મોકલ્યાં છે, પણ એ તો હજી ન આવ્યાં.

**अश्वपति**—પ્રિય પ્રધાનો! પુરાતન રાજાઓને અકસ્માત્ કેવાં કેવાં દુઃખો આવી પડતાં તેનો આ એક નમુનો છે.

**प्रधानो**—મહારાજ! એવાઓનાં ચરિત્રોજ દુઃખના વખતમાં લોકોને ધારણા આપનાર થઈ પડે છે.

**सावित्री**—માતાજી! સુકન્યાને હાડપિંજરને માટે પણ અત્યંત ખેદ થાય છે, ત્યારે આ આપત્તિની ખબર સાંભળીને તો તેના દુઃખનો પારજ નહિ રહે.

**मालती**—હોય છે, માણસઉપર આપત્તિ આવે છે, અને માણસનું એજ કામ છે કે આપત્તિની સામું થવું.

**लीलावती**—(પ્રવેશ કરીને સ્વગત) જો કે હું વૈદ્યરાજને તેડવા તો આવી છું, પણ અહિં વૈદ્યવિના એક ઘડી પણ ચાલે તેમ નથી, માટે મારે એવિષે કાંઈ ન બોલવું એજ ઘટિત છે. (પ્રકાશ) માતાપિતા! હું હાજર છું. સુકન્યા, અહિંથી દૂર એક વડનું ઝાડ છે ત્યાં લલિતાસાથે બેઠાં છે, તેવિષે હું ખબર દેવા આવી છું.

**सुशीला**—ભલે આવી બેન! ઉતાવળી જા અને તેને અહિં

બોલાવી લાવ. અહિં રાજા, હું અને આખું સૈન્ય, ઘડી બે ઘડીનાં મેમાન છિયે.

**લીલાવતી**—આજ્ઞા માતાજી. (એમ કહી દોડી જાય છે.)

**વૈદ્ય**—હું પણ બીજા ગ્રંથોમાં જે કોઈ ઉપાય હોય તે તૈયાર કરી લાવું.

**શર્યાતિ**—હા ભલે પધારો, હું પણ એકાંતમાં બેશી ઈશ્વર પ્રાર્થના કરૂં. (એમ કહી નીકળી જાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—પર્ણકુટી.

### सुकन्या, च्यवनमुनि अने ललिता.

**सुकन्या**—(ચ્યવનમુનિનાં હાડપિંજરનીઉપર ચંદનના પાનનો રસ સીચતી અને કેળના પાનથી પંખો કરતી ઈશ્વર પ્રાર્થના કરે છે.)

(સીતાજીના મહીનાનો રાગ.)

જય કાળતણા પણ કાળ, મૃત્યુંજય હે વિભો!
આજ વૃદ્ધમુનિની આપ, રક્ષા કરો હે પ્રભો!
મેંથી બાળપણાંમાં રે આજ, થયો અપરાધ આ;
ક્ષમા કરજો કૃપાળુ મહેશ, અંતરમાં ધરી દયા.
છોકરૂં તો કછોકરૂં થાય, કદાપિ કૃપાનિધિ!
પણ માતા કુમાતા ન થાય, એવી ન્યાયની વિધિ.
કદી ઉદરવિષે રહી બાળ, પ્રહાર પગે કરે;
પણ શું જનનીતણાં મનમાંહિ, જરા વાંક તે ઠરે?
નહિં આપવિના આ વાર, આધાર ઉમાપતિ!
નહિ આપવિના આવાર, અમારી અવર ગતિ.

મારાં કર્મતણું ફળ આપ, મને આપજો ભલે;
પણ આ મુનિરાજની આજ, રૂડી કરજો વલે.
નિલકંઠ સદો ક્ષિરકંઠ, ગણી મુજને હર!
માગું આ મુનિરાજનું હિત, આપો આપ ઇશ્વરી
કૈક પામ્યા પરમસુખ ઇશ ! તમારા પ્રતાપથી;
તેમ શાંત થયા છે સહસ્ત્ર, સંસારના તાપથી.
કૈક રંક થયા મહારાજ, તમારા પ્રભાવથી;
ભવસાગરમાંથી તેમ, તર્યા કૈક ભાવથી.
કૈક પામ્યા આયુષ્ય અપાર, આશુતોષ આપથી;
કૈક મુક્ત થયા છે મહેશ ! મોટા મોટા શાપથી.
થયા કૈક પરમ બળવાન, કૃપા આપની થતાં;
હીન ભાગ્ય અભણ અડબોથ, અતિદીન જે હતા.
થયાં અમર જનો પણ કૈક, ભજી ભાવે આપને;
આધિવ્યાધિ ઉપાધિના તેમ, તજી સહુ તાપને.
થયા રૂપ અને વયવાન, ઘણા જન જીવતાં;
નિલકંઠ પ્રણતપ્રતિપાળ ! કૃપા આપની થતાં.
તેમ આ વાર રાખશો લાજ, આશા એમ છે મને;
ભકતવત્સળ વદવું વિશેષ, ઘટે નહિ આપને.
નથી હુંમાં કશા ગુણ જ્ઞાન, વિનય નહિ આવડે;
પણ કરજો કૃપા પ્રભુ આજ, પોતાની મોટપવડે.
નહિ તો જીવિતનોરે સંદેહ, જરૂર ઇશ જાણવો;
એજ વાતવિષે સંદેહ, અવર નહિ માનવો.

(હૃદય ભરાઇ આવવાથી આંસુ આવી જાય છે
તેને વસ્ત્રના છેડાથી લુવે છે.)

**સાવિત્રી**—માતાજી! હું જાણું છું કે સુકન્યાની કરૂણાજનક પ્રાર્થના ઈશ્વર નિષ્ફળ નહિ કરે.

**માલવી**—ખરૂં, તમારી કલ્પના ખોટી નથી.

**લલિતા**—(સાશ્ચર્યાનંદ) બેન સુકન્યા! જરા નીરખીને જુઓ તો ખરાં, આ મુનિરાજને સંજ્ઞા આવતી હોય એમ જણાય છે.

**સુકન્યા**—(ઈશ્વરનો આભાર માનતી અત્યાનંદથી જુવે છે.)

**ચ્યવન**—(સંજ્ઞા આવવાથી ધીરેધીરે કમળની પથારીમાં બેઠા થઈને થોડીવારે) મુને મહાવ્યથા કરી, આ અંધાપો આપનાર કોણ હતું? ને આ અતિશીતલ ઉપચારો કરી, મારી મહાવ્યથા શાંત થવા તથા મારૂં રક્ષણ કરવા, પરમેશ્વરની પ્રાર્થનાનું સુંદર ગાયન કરનાર કોણ છે?

**સુકન્યા**—મુનિરાજ! આપનું અજાણ્યું નથી, કે વિવસ્વાન્ મનુના પુત્ર રાજા શર્યાતિ હાલમાં ચક્રવર્તી છે.

**ચ્યવન**—હા, તે હું જાણું છું.

**સુકન્યા**—તેમને આજસુધી પુત્રપ્રાપ્તિ તો થઈ નથી, પણ આ મંદભાગ્યવાળી પુત્રીએ તેથી જન્મ લીધો છે, અને એ દયાળુ માતાપિતાએ તેને પુત્ર કરતાં અધિક લાલનપાલન કરી મોટી કરી છે.

**ચ્યવન**—હા, તેપણ મારૂં અજાણ્યું નથી.

**સુકન્યા**—'પુત્રીને અતિ લાડ લડાવ્યેથી સારો પરિણામ નથી.' એવી લોકોક્તિ કાંઈ ખોટી છે? તેજપ્રમાણે પુત્રતુલ્ય પાલન પોષણ અને લાલન કરનારાં પોતાનાંજ પવિત્ર માતાપિતાને, મોટી આપત્તિમાં ઉતારનાર સુકન્યા નામનું આ દુષ્ટ માણસ, આપને અંધાપો આપી મહાવ્યથા ઉપજાવનાર છે.

**च्यवन**—(સ્વગત) રાજકન્યા નાની વયની છતાં ઘણી ચતુર છે, એને શું શાપ આપવો? (પ્રકાશમાં) તેમ કરવાનું તમારે કાંઈ કારણ હતું?

**सुकन्या**—નહિ મુનિરાજ! મેં માત્ર રાફડામાં ચળકાટ જોઈ બાળબુદ્ધિથી કાંટા ખોશ્યા. હું એમ પણ નોતિ જાણતી કે આમાં કોઈ પ્રાણી હશે. જ્યારે તેમાંથી લોહી પડવા માંડ્યું ત્યારે મુને પશ્ચાત્તાપ થયો.

**च्यवन**—ત્યારે આ સર્વ શાંતિના ઉપાયો તમેજ કર્યા કે શું?

**सुकन्या**—(કાંઈપણ બોલ્યાવગર પૃથ્વી ખોતરતાં બેસી રહે છે.)

**सावित्री**—માતા! કેવી સુકન્યાની સુજનતા? પોતાથી થયેલો અપરાધ નિ:શંકપણે કહી આપ્યો, પરંતુ સુખશાંતિનો ઉપચાર પોતે કરેલો છે છતાં નમ્રતાથી કેહેતાં નથી. ધન્ય છે!

**ललिता**—હા મુનિરાજ! એ અમારી પ્રિયસખિયેજ સર્વે શાંતિના ઉપાયો કર્યા છે.

**च्यवन**—પ્રથમના અપરાધને માટે હું મારા પ્રારબ્ધને ઉપાલંભ કરૂં છું, અને પછવાડેથી કરેલા શાંતિના ઉપાયોથી તો હું પ્રસન્ન થયો છું, માટે જે વરદાન માગવું હોય તે માગો.

**सुकन्या**—મુનિરાજ! હું એજ વરદાન માગું છું, કે મારાથી થયેલાં દુષ્ટ કૃત્યવડે મારાં માતાપિતા અને કુટુંબ પરિવાર આદિ કોઈને કોઈપણ પ્રકારનો પરાભવ ન થતાં, માત્ર મુનેજ જે થવાનું હોય તે થાય તેવી રીતે, આપની ઇચ્છામાં આવે તેવો શાપ આપો. એ અમાપ પાપની થતા તાપની શાંતિ આપના શાપરૂપ અમૃતના ઝરામાં પડ્યાવિના નહિ થાય.

**अश्वपति**—ધન્ય, સુકન્યા ધન્ય!

એજ ફળ છે. માટે આ સમયે ગંભીરતાથી સર્વ દુઃખ દબાવી, માયાળુ માવતરની સેવામાંજ તત્પર થવું. બેનો! તમે સમજુ છો એટલે વધારે શું કહું? (સ્મરણ કરીને) આ પુસ્તકશાળાની, આ વિદ્યાલયની, આ મારાં શયનગૃહની કુંચિયો લઈ જાઓ. (માલતીને આપીને) આપણી પુસ્તકશાળા શ્રીસદ્ગુરૂને સોપી દેવી, આપણું વિદ્યાલય ઉઘાડી તેમાં આઠ આઠ દિવસે કન્યાઓની સભા ભરવી અને ઉત્તમ ઉપદેશરૂપ ભાષણો થતી વેળા મને સંભારવી.

**માધવી**—એ કાંઈ કેહેવું પડે તેમ નથી. અમે નથી ધારતાં, કે કોઈ દિવસ, કોઈ ઘડી કે કોઈ ક્ષણ તમારાં સ્મરણવિના જાય.

**સાવિત્રી**—એ તો મુને પૂર્ણ ભરોસો છે. મારાં શયનગૃહમાં મહાનુભાવ આર્યપુત્રની છબીના અરિસાની નીચે ત્રણ પેટી છે, તેની કુંચિયો તે તકતાના નીચેના ખાનાંમાંજ છે, તે લઈને તે પેટિયો તમે ઉઘાડજો.

**માલતી તથા માધવી**—(મનમાં)એ ઘરમાં પેસવું પણ ઘણું કઠણ છે.

**સાવિત્રી**—તેમાં એકમાં લીલમના સર્વ અમૂલ્ય અલંકારો છે, બીજીમાં હીરાના છે, અને ત્રીજીમાં માણિક્યના છે. આપણાં માયાળુ ગુરૂપત્નીને એ ત્રણેય પેટિયો દેખાડજો, અને તેમાંથી જે પેટી તેને ગમે તે તેને અર્પણ કરજો; બીજી બેમાંથી તમને ગમે તે તમે બેય સયારી વેચી લેજો; અને ત્રીજી રહી તેના અલંકારો આપણી કન્યાશાળાની વાર્ષિક પરીક્ષાની વેળાએ આપણા સદ્ગુરૂશ્રીનાં હાથથી સર્વ કન્યાઓને, સૌ સૌની યોગ્યતા પ્રમાણે ઈનામ આપવામાં વેંચાવી નાંખજો. એમાં સ્મરણ રાખવાનું એજ છે કે કોઈપણ કન્યા ઈનામવિનાની રેહેવી ન જોઈએ.

**માલતી**—સખિ! આપની આજ્ઞાપ્રમાણે આપણાં ગુરૂપત્નીને

ગમશે તે પેટી આપશું અને બીજી બેય પેટિયો કન્યાશાળાના ઈનામમાં વેંચાવશું એટલે કોઈ કન્યા ઈનામવગરની નહિ રહી જાય. પણ બેન! અમ બેયને અલંકારો આપવા કહ્યા તેથી અમે તમારી પ્રિયસખિયો નહિ પણ લોભી દાસિયો છિયે, એમ જણાય છે.

**સાવિત્રી**—નહિ નહિ, પ્રિયસખિયો! હું તમને જેમ તમે કહો છો તેમ ગણતી નથી. જે કાંઈ આનંદની વેળાએ અપાય છે તે લેવામાં લેનાર લોભી ગણાય નહિ. આપણે સાંભળ્યું છે, કે મારા પોતાના જન્મને દિવસે શત્રુશલ્ય અને વીરમિત્ર પ્રધાનોને આપણા પિતાજીએ અમૂલ્ય હીરાના હારો આપ્યા હતા, અને તેઓએ પોતાને ત્યાં પુત્રજન્મ થતી વેળાએ પિતાજીને માણિક્યની માળા આપી હતી. વિચારો, કે તે લેવાથી તેઓ લોભી લેખાય? કદી નહિ. તમે પુસ્તકશાળામાં મને ફરીથી દેશાટણ કરવાનું કેહેવા આવ્યાં હતાં તે સમયે મારી દશા કેવી હતી અને આજે ઈશ્વરકૃપાથી મારી દશા કેવી છે, તે તમે નજરે જુઓ છો. આવા આનંદદાયક સમયનું સ્મરણ રેહેવા હું જે તમને આપું તે ઓછું છે. કદી હું આપતાં વિસરી જતી હોઉં તો તમારેજ માગી લેવું જોઈએ. હવે આવિષે જેટલી તાણ કરશો તેટલાં મારાથી તમે જુદાં છો એમ હું જાણીશ.

**માધવી**—જ્યારે તમારો એટલો બધો આગ્રહ છે ત્યારે નિરૂપાય છિયે.

**સાવિત્રી**—(પાછું વાળી જોઈને) હજી આપણાં માયાળુ માવતર કેમ ન આવ્યા?

**માલતી**—આર્યરાજર્ષિ સાથે હોવાથી તેઓ ધીરેધીરે ચાલતાં હશે. પણ ઘણીવાર થઈ માટે હવે તો આવવાં જોઈએ.

**द्युमत्सेन, शैब्या, अश्वपति, मालवी, सत्यवान्, प्रधानो** ઇત્યાદિ (પ્રવેશ કરે છે.)

**अश्वपति**—(આશ્ચર્યસહિત) બેન! તમે તો આગળથી આવી બેઠાં છો?

**सावित्री**—હા પિતાજી, મારી સખિયોની સાથે વાત કરતાં કરતાં આપનાથી આગળ આવતી રહી.

**अश्वपति**—એ બેયને તમારાવિના એક ક્ષણ પણ ગમવાનું નથી.

**सावित्री**—પિતાજી! આપની છાયામાં એમને કોઇપણ પાતીની ઓછ નથી, તેમ મારાં માયાળુ માતા અને આપ, એ બેયઉપર મારા જેટલોજ સ્નેહ રાખો છો, તોપણ મારા મનમાં—

**मालवी**—જે કેહેવાનું હોય તે ખુશીથી કહો.

**सावित्री**—હું એમ ઇચ્છું છું, કે જેમ આપે આજ દિવસસુધી સર્વ રીતે આ બેયને મારી બરોબર રાખી છે, તેમજ તેનાં લગ્નસમયે પણ તેને કોઇ વાતે ઓછું આવવા દેશો નહિ.

**मालवी**—પુત્રિ! એવિષે તમારે નિશ્ચિંત રહેવું.

**सावित्री**—માતા! મારા માયાળુ વિદ્યાગુરૂનો મારાથી કાંઈપણ સત્કાર થયો નથી, માટે મારા પિતાજીને વિનંતી કરીને એવિષે યોગ્ય વિચાર કરશો.

**अश्वपति**—પુત્રિ! હું તેને કેટલાંએક ગામ અને ગરાસ આપી સુખી કરીશ.

**सावित्री**—માતા! મેં મારાં ઘરેણાંની આ ચીઠીપ્રમાણે વ્યવસ્થા કરી છે.

**मालवी**—(ચીઠી ઘણા હર્ષથી લઇ વાંચી જોઇને) બેન! ઘણી સારી વ્યવસ્થા કરી છે. તમને એમજ ઘટે. વિશેષ કાંઇ કેહેવાનું છે?

**सावित्री**—ના માતા! આપે મારા સર્વ મનોરથો સિદ્ધ કરી આપ્યા છે.

**मालवी**—દેવિ શૈબ્યા! સાવિત્રી હવે તમને ભળે છે.

**शैब्या**—એવિષે નિશ્ચિંત રહો.

**अश्वपति**—આર્યરાજર્ષિ! હવે આ આશ્રમની નદી આવી, માટે પાછા વળો.

**मालवी**—પુત્ર સત્યવાન્! પુત્રિ સાવિત્રિ! આ વૃદ્ધ દંપતીને જાળવીને આશ્રમે તેડી જાઓ અને પાછાં વળો.

**सत्यवान्**—આપ રથમાં બેસો એટલે અમે જઇએ.

**अश्वपति**—આર્યરાજર્ષિ ચાલ્યા આવે છે ત્યાંસુધી હું કોઇપણ વાહનઉપર નહિ બેસું.

**वीरमित्र**—આપનું કેહેવું યોગ્યજ છે.

**द्युमत्सेन**—દેવિ! ચાલો ત્યારે, હવે આપણે પાછાં વળિયે. આપણે જેટલાં દૂર આવિયે છિયે તેટલાં તેઓ તડકામાં દુઃખ પામે છે.

**शैब्या**—હા આર્યપુત્ર. (સાવિત્રીને) સાવિત્રિ! તમે હવે મળી લ્યો. પાછો તેમને માર્ગમાં ઘણો તડકો વેઠવો પડશે.

**द्युमत्सेन**—પ્રવીણ પ્રધાનો! માર્ગમાં મહારાજની તમે સંભાળ રાખજો. (અશ્વપતિને) પ્રિયમિત્ર! ઇચ્છા હોય તો સત્યવાન્ સાથે આવે.

**अश्वपति**—રાજર્ષિ! આપનો આશિર્વાદ સાથેજ છે, એટલે બીજાં કોઇની શી જરૂર છે?

**द्युमत्सेन**—તે તો છેજ.

**सत्यवान् तथा सावित्री**—(પગે લાગે છે.)

**अश्वपति तथा मालवी**—નિરંતર ચિરંજીવ રહો.

**द्युमत्सेन आदि सर्वे**—(વિયોગથી આવતાં આંસુને અટકાવતાં તથા આંખ્યો લુતાં લુતાં અને દંપતીના ગુણને વખાણતાં પાછાં ફરે છે.)

**अश्वपति**—પ્રિયા માલવિ! પુત્રિ માલતિ! પુત્રિ માધવિ! હવે ચાલો, એ તો ઘણાં દૂર ગયાં.

**मालती अने माधवी**—(સ્તબ્ધ થઈ જઈ ઉભાં રહે છે અને સાવિત્રીના સામું જોઈ રાખે છે.)

**अश्वपति**—(નિસાસો નાંખીને) દેવિ! જેટલીવાર અહીં ઉભાં રેહેશું, તેટલો વિલંબ થવાનો. આપણાં નેત્રોનાં એવાં ભાગ્ય ક્યાંથી હોય, કે પુત્ર સત્યવાન્ અને પુત્રી સાવિત્રીનો મુખચંદ્ર જોવામાં અંતરાય ન આવે.

**मालवी**—(નિશ્વાસ નાંખીને) આપનું કેહેવું ખરૂં છે. મારૂં મન હવે અહીંથી ખશી શકતું નથી. (આશ્રમ સામી દૃષ્ટિ કરીને) અરે, શું સાવિત્રી પાછાં આવે છે?

**अश्वपति**—હા, એતો એજ. કેમ આવતાં હશે?

**मालवी**—એને પણ આપણા વિયોગથી દુ:ખ થતું હશે.

**अश्वपति**—એ અસંભવિત છે.

**सावित्री**—(પાસે આવીને) પિતાજી! મને આશ્રમમાં જતાં સ્મરણ આવ્યું તેથી હું પાછી આવી છું.

**मालवी**—બેન! શું સ્મરણ આવ્યું?

**सावित्री**—માતા! 'પ્રસન્નપાર્વતી' અને 'મુદ્રિતમહાલક્ષ્મી' એ બે કથા મારી પુસ્તકશાળામાં રહી ગઈ છે, તે ત્યાં જઈ તરત મોકલાવવા ચૂકશો નહિ.

**अश्वपति**—સારૂં, પુત્રિ! હું તરત તે મોકલાવી દેઈશ.

**सावित्री**—તમે કેમ તે વારમાં હજી સુધી ઉભાં છો?

**अश्वपति**—પુત્રિ! તમારાં માતા અને તમારી સખિયો તમારા વિયોગથી મુગ્ધ થઈ અહીંથી ચાલતાં નહોતાં, તેથી.

**सावित्री**—માયાળુ માતાજી અને પ્રિય સખિયો! એમ કરવું તમને ઉચિત છે? જો ઈશ્વરના ઘરથી વિયોગ રચાયેલોજ નહોત, તો સંયોગમાં શું સુખ છે, એ કોઈ જાણત નહિ. માટે વિયોગથી દુઃખ નહિ માનતાં ઇશ્વરની પ્રાર્થના કરવી, કે તે પાછો તરત સમાગમ કરાવે. હવે હું અહીં ઉભી છું, તમે રથમાં બેસી આ નદી ઉતરી ચાલવા માંડો, ત્યાર પછી હું અહીંથી ચાલીશ.

**मालत्री**—પુત્રિ! ઠીક ત્યારે તેમ કરીયે. (સર્વે નીકળી જાય છે.)

**सावित्री**—(સ્વગત) માવતરની પોતાનાં સંતાનઉપર કાંઈ જુદા પ્રકારનીજ વાત્સલ્ય હોય છે. જેની ગંભીરતા નિરૂપમ છે, એવાં મારાં માતાજીને પણ મારા વિયોગથી ધૈર્ય ન રહ્યું, તે માત્ર તેની સ્વાભાવિક વાત્સલ્યને લીધેજ. આવા નિર્નિમિત્ત સ્વાભાવિક સ્નેહવાળાં માવતરોનું ઈશ્વર કલ્યાણ કરો. (સર્વને નદી ઉતરી ગયેલાં જોઈને પ્રકાશમાં) અરેરે, એતો સર્વે નદી ઉતરી ગયાં. ચાલ જીવ, હું પણ હવે મારાં સાસુસસરાંની સેવામાં હાજર થાઉ. પણ આ અલંકારો છે તે વિઘ્ન કરશે, માટે માત્ર મંગળસૂત્ર અને કંકણ રાખી, સર્વને તેને ઠેકાણે કરૂં. (એક ઝાડ નીચે બેસી અલંકારો ઉતારતાં ઉતારતાં.)

**(शार्दूलविक्रीडित)**

માલા મૌક્તિકયુક્ત, ઝાંઝર, અને હે હાર હીરાતણા!
બાજુબંધ, અમૂલ્ય કંકણ, કડાં, રે કાંપ રત્નો તણા!
માનું એમ સદૈવ દુઃખસુખમાં લેશો નથી વીસર્યા,
શોભાવી મુજનું શરીર સહુએ આભાર મારે કર્યા.

(वसंततिलका.)

આભૂષણો નયનહર્ષદ હે પવિત્ર!
મોટાં અમૂલ્ય મણિ મૈક્તિકથી વિચિત્ર!
રાજાધિરાજ મુજનાથ થશેજ જ્યારે,
પ્રેમે ધરીશ તમને પણ હુંજ ત્યારે.

(वसंततिलका.)

**नेपथ्यमां—** માતાપિતા વિણ કશું નયને ન દેખું,
ને ધર્મ ધ્યાન તપને પણ શુન્ય લેખું;
માતાપિતા પરમ દૈવત એક મારૂં,
એથી વધુ અવનીમાં નહિ કાંઈ સારૂં.

**सावित्री—**અહો! પરમપિતૃભક્ત મારા પ્રાણપતિ અહીંજ પધાર્યા. (એમ કહી ઉભાં થાય છે.)

**सत्यवान्—**(પ્રવેશ કરીને) પ્રિયા! તમે શું કરો છો? કોની સાથે વાત કરો છો? તમને આવતાં વિલંબ થવાથી માયાળુ માતાપિતાને ચિંતા થવા લાગી તેથી મને સામો મોકલ્યો.

**सावित्री—**પ્રાણનાથ! હું તો અલંકારો સાથે વાત કરતી હતી. આપને મારે માટે શ્રમ લેવો પડ્યો, તેથી મુને બહુ શરમ થાય છે. માવતરનું માયાળુપણું તો કોઈ જુદાજ પ્રકારનું હોયછે.

**सत्यवान्—**પ્રિયા! જો તમારી ઇચ્છા હોય તો હવે આશ્રમે જઈએ.

**सावित्री—**જેવી આપની ઇચ્છા. (નીકળી જાય છે)

---

## પ્રવેશ ૩ જો.

**સ્થળ—દ્યુમત્સેનરાજાની પર્ણકુટી.**

**राजाद्युमत्सेन देवी शैब्या अने ऋषिकुमारो.**

**ऋषिकुमारो**—(સઘળા સાથે એકસ્વરે ગાય છે).

(पद.)

(છંદ રૂચિરાપ્રમાણે અને 'જય નારાયણ જય પુરૂષોત્તમ,
જય વામન જય કંસારે.'—એ રાગ.)

નારાયણનું નામ જપી લે, ભૂલ્યો ભટક ન ભાઈરે;
સાર નહિ સંસારવિષે કંઈ, જૂઠી સર્વ સગાઈરે. નારાયણ.
જાગીને તું જોને નયને, સૂતો શું સુખ પાઈરે;
જીવ્યું સફળ કર્યું નહિ કાંઈ, ગુણ ઈશ્વરના ગાઈરે. નારાયણ.
આ તારૂં આ મારૂં એવી, માયાની છત છાઈરે;
એ કારણથી આજ સુધીમાં, સુકૃત ન કર્યું કાંઈરે. નારાયણ.
કામ ક્રોધ મદ મોહ લોભને, મત્સરમાં લપટાઈરે;
તન મન તેને અર્પણ કીધાં, ઠાઠે ગયો ઠગાઈરે. નારાયણ.
આશા તૃષ્ણાની ફાંસીમાં, ફૂલી ગયો ફસાઈરે;
સારૂં નરતું તે નહિ જોયું, ચૂલે ચડિ ચતુરાઈરે. નારાયણ.
ધન ને ધામ અને ધંધામાં, અંધા રહ્યો ધરાઈરે;
કાલચક્રની આગળ કેને, ક્યાં જાશો સંતાઈરે? નારાયણ.
દીનજનોને તો બહુ દૂભ્યા, પ્રતિદિન તેં હરખાઈરે;
વિષયતણા વિષસરખા રસમાં, લાગી તને નવાઈરે. નારાયણ.
મમતાનો છે પાશ અતિશય, દેહીને દુખદાઈરે;
પ્રેમેથી હરિહરને ભજવા, એજ સદા સુખદાઈરે. નારાયણ.

**द्युमत्सेन**—ઋષિકુમારો! તમારી વાણીનું શ્રવણ કરી મારૂં મન પ્રસન્ન થયું છે. તમે તમારે જવાનો સમય થયો હોય તો હવે સુખેથી જજો.

**ऋषिकुमारो**—(એક જણ) હા, મહારાજ! અમે સમય થયો છે માટે ફૂળફૂલ લેવા જઇએ છિયે. (સર્વે નીકળી જાય છે.)

**द्युमत्सेन**—દેવિ!

**शैब्या**—મહારાજ! શી આજ્ઞા છે?

**द्युमत्सेन**—પુત્રી સાવિત્રીના ગુણો જોઇને તો મને આશ્ચર્ય થાયછે.

**शैब्या**—આર્યપુત્ર! મારા મનમાં પણ આપ કહો છો તેમજ થાય છે. આજે એક વર્ષ થયાં તે આપણી કેવી સેવા કરે છે? એક મહારાજની પુત્રી થઇને વનવાસનું દુઃખ મનમાં ન લાવતાં, મન વચન કર્મથી ગુરૂજનની ભક્તિ કરવી, એ ઘણુંજ કઠણ છે.

**द्युमत्सेन**—તેમાં પણ જેની પ્રકૃતિજ જુદા પ્રકારની થઇ ગઇ હોય, એવાં અપંગ ગુરૂજનની ભક્તિ કરવી, એ તો એથી પણ કઠણ છે. તેણે ટાઢ, તડકો, વાયુ, વરસાદ અને બીજાં પણ ક્ષણે ક્ષણે થતાં દુઃખથી કોઇ દિવસ ઉદાસી જણાવી નથી.

**शैब्या**—ખરૂં છે, આ આશ્રમની સર્વે ઋષિપત્નિયો પણ તેનાં વખાણ કરે છે ને કહે છે, કે 'તમારી સાવિત્રીનું શરીર જુઓ તો કમળ કરતાં કોમળ છે, ને કામ જુઓ તો અમારા કરતાં પણ વધારે કરે છે. અમને તો આશ્ચર્ય થાય છે, કે કેવી એની શક્તિ!'

**द्युमत्सेन**—દેવિ! મુને આટલા દિવસ રાજ્ય ગયાવિષે ખેદ આવ્યો નથી! પણ હવે સ્મરણ થાય છે, કે સાવિત્રીના ગુણો

જોઈ હું એને અનેક અમૂલ્ય અલંકરો અર્પણ કરત, પણ દૈવની ગતિથી આ સમયે આવાજ આપણા દિવસો છે.

**शैब्या**—મહારાજ! એ સર્વ આપણા મનમાં છે, પણ પુત્રી સાવિત્રીનું મન તો કાંઈ જુદાજ પ્રકારનું છે.

**द्युमत्सेन**—તે કાંઈ તમને કે'તાં હતાં?

**शैब्या**—ના, તે તો નહિ, પણ એક દિવસ મૈત્રેયી કેહેતાં હતાં, કે 'એક સમયે સાવિત્રી અમારી સાથે ચૈત્રવૈશાખના પડતા તડકામાં પાણી ભરવા આવેલ. પેહેલે દિવસે પુનમનો ઉપવાસ કરેલ અને અણવાણે પગે ચાલવું, તેથી તેને મૂર્છા આવી ગઈ ને પડી ગયાં. આ સમયે અમે બધાં ભેળાં થઈ એક ઝાડની છાયા નીચે તેડી જઈ અને શીતળ જળ છાંટી તાડપત્રથી પવન નાંખ્યો ત્યારે ઘણીવારે જાગૃત થયાં. થોડીવારે અમને હાથ જોડીને કહ્યું, કે 'હું તમ સર્વ પાસે કાંઈ માગવાની છું, તો આટલા દિવસના પડેલા પરિચયથી આપ ના નહિ કહો એવી આશા છે.' તેના આવા વિનયથી અમે હા કહી, એટલે તેણે કહ્યું, કે 'આજ આ જે મારી દશા થઈ, તે તમારામાંથી કોઈએ મારા પ્રાણનાથપાસે, કે મારાં અપંગ સાસુસસરાપાસે, કે કોઈ બીજાંપાસે કહેવી નહિ, તેવિષે તમે મારા સમ ખાઈને ખાત્રી આપો.' અમે કહ્યું, કે 'કહેવાથી શું થાય?' ત્યારે તેણે કહ્યું, કે 'તેથી તેને ગયેલાં રાજ્યનું સ્મરણ આવીને દુઃખ થાય, અને એટલાજ માટે માગી લઉં છું કે કાંઈ બોલવું નહિં.' એના આવા આગ્રહથી તેમ કરવા વચન આપ્યું હતું, પણ આજે તેનાં વખાણના પ્રસંગમાં આપને વાત કેહેવાઈ ગઈ છે, તો પાછી તમે તેને કેહેશો નહિ.'

**द्युमत्सेन**—(આશ્ચર્યસહિત) આવડી નાની અવસ્થામાં કેવી તેની સહનશીલતા, તેની ગાંભીર્યતા, અને તેની મહાજનતા !

**शैब्या**—આર્યપુત્ર ! એ મૈત્રેયીની વાત સાંભળીને મને તો આશ્ચર્યજ થાય છે, કે શું પરમેશ્વરે સૌભાગ્યવતી સાવિત્રીને સદ્ગુણનાં પરમાણુંથીજ રચ્યાં હશે ?

**द्युमत्सेन**—બીજું શું ?

**शैब्या**—આર્યપુત્ર ! કહો ત્યારે હવે આવાં મોટાં મનનાં સાવિત્રીને આપણે શું આપી શકિયે ?

**द्युमत्सेन**—દેવિ ! ઋષિપત્નિયોના કાનને ધન્ય છે, કે તેણે સાવિત્રીના મુખમાંથી 'હું તમપાસે કાંઈ માગવા ઈચ્છું છું,' એવા શબ્દો સાંભળ્યા. આપણા કાન તેવા શબ્દો સાંભળવાના અધિકારી ક્યારે થશે? અથવા ધિઃકાર છે આ દરિદ્રદશાને, કે જો તેમ થાય તોપણ કાંઈ આપી શકવા સમર્થ નથી. (એમ કહી નીસાસો નાંખે છે એટલામાં.)

**सत्यवान् अने सावित्री**—(વાત કરતાં પ્રવેશ કરે છે.)

**सत्यवान्**—પ્રિયા ! તમે આજ આવાં દુરાગ્રહી કેમ થયાં છો ? મેં આજ દિવસ સુધી તમારામાં આવો સ્ત્રીહઠ જોયો નહોતો અને આજ આ શું કેહેવાય ?

**सावित्री**—પ્રાણનાથ ! આપ આજ ગમે તો મને વાદીલી કહો, ગમે તો દુરાગ્રહી કહો, કે ગમે તો સ્ત્રીહઠ કરૂં છું, એમ કહો, પણ મારા મનમાં માત્ર આજેજ આપની સાથે વનમાં આવવા વિચાર થયો છે, માટે કૃપા કરીને મને તેડી જાઓ, પછી કોઈ દિવસ તેવિષે બોલીશ નહિ.

**सत्यवान्**—પ્રિયા ! તમે જાણતાં હશો કે 'હું વનમાં એક વર્ષ થયાં

રહું છું તો હવે ગમે ત્યાં જઈ શકું,' પણ આ વન, તે વન ન ગણાય, એ તો આશ્રમ થવાથી નગર જેવું છે; પણ જે વનમાં હું જાઉં છું, તે તમારે આવવા જેવું નથી. ત્યાંનાં ઘાતકી પશુઓ, રાફડામાંથી નીકળતા કાળા સર્પો, અને મદોન્મત્ત હાથિયો, એ તમારા જોવામાં આવ્યાં નથી ત્યાં સુધી તમારો આગ્રહ છે.

**सावित्री**—પ્રાણનાથ ! આપ સાથે છો એટલે શો ભય છે ?

**सत्यवान्**—પ્રિયા ! હું છું તેથી ભય કાંઈજ નથી, પણ આજે તમારે ત્રીજો નિર્જળ ઉપવાસ છે અને આ ગ્રીષ્મના દહાડા છે, તેમાં વળી તે ઘાટા વનમાં ખરા મધ્યાન્હે ભટકવું, એથી તમને કેટલું વસમું લાગશે, તે વિચારો.

**सावित्री**—પ્રાણનાથ ! આપ ગમે તેમ ગણો તોપણ હું આજ તો આપ સાથે આવ્યાવિના રેહેવાની નથી. એવિષે આપ જેટલું કેહેશો તેટલું નિષ્ફળ છે.

**सत्यंवान्**—પ્રાણપ્રિયા ! ભલે, તમારો એવો આગ્રહ હોય તો હું ના નથી કેહેતો, પણ આપણાં માયાળુ માવતર વનમાં આવવા તમને આજ્ઞા આપશે નહિ.

**सावित्री**—પ્રાણનાથ ! એમની આજ્ઞા લઈશ તો પછી આપની હા ખરી કે નહિ ?

**सत्यवान्**—હા, હું તો ખુશીથી હા પાડું છું. (એમ કહી સાવિત્રી-સહિત આગળ જઈ પર્ણકુટીમાં પ્રવેશ કરી) માયાળુ માતાજી અને પવિત્ર પિતાજી ! હું સત્યવાન્ આપને પ્રણામ કરૂં છું.

**द्युमत्सेन तथा शैव्या**—પુત્ર ! સદા સુખી રહો.

**सावित्री**—હું પણ આપને પ્રણામ કરૂં છું. (પ્રણામ કરીને) માતા-

પિતા ! હું કાંઈ માગવા ઈચ્છું છું, તો આપ દયાળુ માવતરનો ભરોસો છે કે મારી માગણી નિષ્ફળ નહિજ કરો.

**શૈબ્યા**—પુત્રિ ! ખુશીથી જે માગવું હોય તે માગો, એમાં શું ?

**દ્યુમત્સેન**—પુત્રિ ! જો કે હું અપંગ છું, તોપણ તમે જે માગશો તે આપવાને હું મારા તપોબળથી તથા ભુજબળથી સમર્થ છું, માટે નિઃશંક થઈને માગો. હું તો આ દિવસને ધન્ય ગણું છું, કે તમે મારી પાસે આજે કાંઈ માગવાનાં છો.

**સાવિત્રી**—માયાળુ માતાજી અને પવિત્ર પિતાજી ! મારે જે માગવાનું છે તેમાં તપોબળનું કે ભુજબળનું કાંઈજ કામ નથી, માત્ર આપની કૃપાદષ્ટિનું બળ જોઈએ.

**દ્યુમત્સેન**—જે તમારી ઈચ્છા હોય તે માગો.

**શૈબ્યા**—હા, ગમે તે માગો, જેવી તમારી ઈચ્છા હોય, તે તમને પ્રાપ્તજ થયું છે એમ ગણો.

**સાવિત્રી**—માતા ! આજે મારા મનમાં એમ છે કે હું વનમાં ફળ ફૂલ લેવા સાથે જાઉં.

**દ્યુમત્સેન**—પુત્રિ ! હું તો એવી આશા રાખતો હતો કે તમે કાંઈ અલભ્ય પદાર્થ માગશો, પણ વનમાં જવામાં શું માગવાનું છે ?

**શૈબ્યા**—પુત્રિ ! વનવાસ તમે કર્યો છે, તોપણ જે વનમાં સત્યવાન્ જાય છે તે જુદા પ્રકારનું છે. તોપણ અમે તમને આજ્ઞા આપત, પણ તમારે આજે ત્રણ નિર્જળ ઉપવાસ થયા છે, તેથી આ તમારૂં કોમળ શરીર સહન નહિ કરે.

**સાવિત્રી**—માતાપિતા ! આપના આશિર્વાદથી મુને કાંઈપણ બાધ આવવાનો નથી, માટે વિનવિને કહુંછું, કે કૃપા કરી આજ્ઞા આપો.

**દ્યુમત્સેન**—પુત્રિ ! આ, જ્યેષ્ઠમાસના લાંબા દિવસોમાં તમે ત્રણ

નિર્જળ ઉપવાસ કરેલા છે, તેથી તમારૂં શરીર છેક નિર્બળ થઈ ગયું હશે, ને આજે વનમાં જશો તેથી તમને ઘણું વસમું લાગશે.

**शैब्या**—જો તમારી એમજ ઇચ્છા છે તો આવતી કાલે પારણું કરીને જજો.

**सावित्री**—ના માતા! કૃપા કરી આજ્ઞા અપાવો. આજે જવું એવો સવારથી મારો સંકલ્પ છે.

**द्युमत्सेन**—દેવિ શૈબ્યા! જો સાવિત્રીની આજેજ સાથે જવાની ઇચ્છા છે તો આપણે તેના મનોરથમાં વિઘ્ન કરવું ઉચિત નથી, કારણ કે એણે આખા વર્ષમાં આપણી પાસે આજેજ માગ્યું છે.

**शैब्या**—પણ પ્રાણનાથ! આપ જાણો છો કે દેવવ્રત અને પ્રજ્ઞાવાન્ હાલ આ આશ્રમમાં નથી; આપણે તો અપંગ છિયે, બીજા ઋષિયો જે અહિં છે તે અપંગ નહિ પણ અપંગ જેવાજ છે, ત્યારે જરા તેને આવતાં વિલંબ થાય, તોપણ તેને સામું જાય એવું કોઈ નથી, પછી આપની મરજી.

**द्युमत्सेन**—તમારૂં કહેવું યથાર્થ છે, પણ પુત્રી સાવિત્રીને આપણે 'તમે જે માગશો તે આપશું' એવું વચન આપ્યું છે, માટે તેમને નિરાશ ન કરવાં.

**शैब्या**—ભલે ત્યારે, આપની મરજી.

**द्युमत्सेन**—વત્સ સત્યવાન્!

**सत्यवान्**—આજ્ઞા પિતાજી.

**द्युमत्सेन**—આજે સાવિત્રી વનમાં આવવા ઇચ્છા કરે છે, તો તમારે ધનુષ્યબાણ સાથે લેઈ વનમાં જવું, અને ગાફલ ન રેહેવું, કેમકે સાવિત્રીને એવા ભયંકર વનનો દેખાવ આજે પ્રથમજ નજરે પડવાનો છે.

**सत्यवान्**—જેવી પિતાજીની આજ્ઞા.

**शैब्या**—પુત્ર! તમે નિરંતર સાયંકાળે આવો છો, પણ આજે ચાર ઘડી દિવસ બાકી હોય ત્યાંજ આશ્રમમાં આવતું રેહેવું.

**सत्यवान्**—જેવી માતાજીની આજ્ઞા. (એમ કહી માતાપિતાને પ્રણામ કરે છે.)

**सावित्री**—ત્યારે હું પણ વન જવાની આજ્ઞા લઉં છું અને પ્રણામ કરૂં છું.

**द्युमत्सेन**—પુત્ર સત્યવાન્! અને પુત્રિ સાવિત્રિ! વનમાં સર્વ દેવતાઓ તમારૂં રક્ષણ કરો, અને પાછાં નિર્વિઘ્ન આપણા આશ્રમમાં આવો, એવી ઈશ્વર પાસે અમારી પ્રાર્થના છે. પણ તમારે એટલું સ્મરણ રાખવું, કે રાત્રિ પડ્યા સુધી જો તમે નહિ આવો તો અમારા પ્રાણ રેહેવાના નથી.

**सत्यवान्**—નહિ માતાપિતા! એ શું કહો છો? આપની આજ્ઞા પ્રમાણે ચાર ઘડી દિવસ બાકી હશે ત્યાંજ આપની સેવામાં હાજર થશું, એવિષે નિશ્ચિંત રહો.

**सावित्री**—(નિશ્વાસસહિત મનમાં) ઈશ્વરે કોણ જાણે શું ધાર્યું હશે! (બેય નીકળી જાય છે.)

**द्युमत्सेन**—દેવિ શૈબ્યા! સત્યવાન્ તો નિરંતર વનમાં જાય છે, પણ આજ પુત્રી સાવિત્રી સાથે ગયાં છે તેથી કે ઈશ્વર જાણે શું કારણથી, પણ મારા હૃદયમાં ઊંડો પશ્ચાત્તાપ થાય છે.

**शैब्या**—પ્રાણનાથ! મને પણ આપના કેહેવાપ્રમાણેજ થાય છે. કોઈ ઘાતકી પશુથી પુત્રી સાવિત્રીને હરકત તો નહિ થાય?

**द्युमत्सेन**—સત્યવાન્ સાથે છે એટલે એ શંકા તો ખોટીજ છે. એના બાહુબળનો મને વિશ્વાસ છે, કે એના બે બાહુજ પ્રબળ

શત્રુને ઉખેડવાને ઘણાજ છે; ને સાથે ધનુષ્યબાણ છે એટલે તો પછી ચિંતાજ શાની? પણ આપણું અંતઃકરણ કારણવગર ઉદ્વેગ પામે છે, તેથી ચિંતા થાય છે કે શું થશે?

**શૈબ્યા**—પ્રાણનાથ! આપજ કહો છો કે આધિવ્યાધિઆદિ પશ્ચાત્તાપ અને પાપને દૂર કરનાર એક ઈશ્વરસ્મરણ છે, માટે ચાલો આપણે ઈશ્વરપૂજનની પર્ણશાળામાં જઈને ઈશ્વરનું સ્મરણ કરિયે.

**દ્યુમત્સેન**—હા, તમારૂં કેહેવું યથાર્થ છે. આ સમયે એજ ઉચિત છે.

(એમ કહી નીકળી જાય છે.)



## अंक ७ मो.

### પ્રવેશ ૧ લો.

**સ્થળ**—અશ્વપતિરાજાનું શયનગૃહ.

**अश्वपति तथा मालवी जूदा जूदा पलंगपर उंघे छे.**

**मालवी**—(ફુટકી ઉઠીને ક્રોધસહિત) અરે દુષ્ટ દુષ્ટ, શું અમે જીવતાં છતાં, તું પુત્ર સત્યવાન્‌ને બાંધી લઈ જવા સમર્થ છો? (એમ બોલતાં બોલતાં પલંગમાંથી દેકી પડી અશ્વપતિને ઓશીકેથી ખડ્ગ ખેંચી લે છે.)

**अश्वपति**—(એકાએક જાગૃત થઈ જઈ ગભરાટથી) પ્રિયા, પ્રિયા, માલવિ! આ શું?

**માલવી**—(સારીપેઠે ચારેકોર જોઈ નિસાસાસહિત) અરે શું સ્વપ્નજ? (એમ કહી ખડ્ગ મીયાનમાં નાંખે છે)

**અશ્વપતિ**—પ્રિયા! મને પૂર્ણ ભરોસો છે, કે મારાં રાજ્યનાં છએ અંગમાંથી કોઈએ પણ તમારો અપરાધ કર્યો ન હોય, તેમ છતાં આજે તમારી આંખ્યોમાંથી આંસુની ધારા પડે છે તેથી, નિસાસા ઉપર નિસાસા નાંખોછો તેથી, અને આમ આકુલ-વ્યાકુલ થઈ ખડ્ગ ખેંચી લીધું તેથી, એમ જણાય છે, કે તમને કાંઈ દુઃસ્વપ્ન થયેલ છે.

**માલવી**—પ્રાણનાથ! આપ કહો છો તેમજ મારાં મંદભાગ્યથી થયુંછે.

**અશ્વપતિ**—પણ તે શું?

**માલવી**—(વસ્ત્રના છેડાથી આંખ્યો લુતાં લુતાં ગળગળે સાદે) અરધું વય વીત્યા પછી માત્ર એકજ પુત્રી થઈ, ને તેપણ જાણતાં છતાં દુરાગ્રહથી માત્ર એક વર્ષ જીવનાર વરને વરી.

**અશ્વપતિ**—પ્રિયા! એ વાત થઈ ગઈ છે અને તેની શાંતિવિષે મહામુનિ નારદજીએ પુત્રી સાવિત્રીને વટસાવિત્રીનું વ્રત પણ બતાવેલ છે, માટે નિશ્ચિંત રેહેવું.

**માલવી**—પ્રાણનાથ! આપનું કેહેવું સત્ય છે, અને તેજપ્રમાણે હું આટલા દિવસ નિશ્ચિંત રહી હતી, પણ આજના દુઃસ્વપ્ને મારી નિશ્ચિંતતાનો નાશ કર્યો છે.

**અશ્વપતિ**—પ્રિયા! એવું તે સ્વપ્નમાં શું જોયું, કે આટલો બધો ઉદ્વેગ કરો છો?

**માલવી**—પેહેલવેલાં એક ઘાટું ભયંકર અને સુશોભિત વન જોયું, તેમાં પુત્રી સાવિત્રી તથા તેના પતિ સત્યવાન્, એ બેય વનની શોભા જોતાં જોતાં ફરતાં હતાં. પુત્ર સત્યવાન્ પ્રત્યેક ઝાડનાં

નામો, તેની શોભા અને તેના ઉપયોગો બતાવતા હતા, અને તે સાંભળી પુત્રી સાવિત્રી ઘણાં આનંદ પામતાં હતાં.

**अश्वपति**—પ્રિયા! આ બધી વાત તો રાજી થવા જેવી છે.

**मालवी**—હા પ્રાણનાથ! એ જોઈને તો મારા આનંદનો પાર ન રહ્યો, પણ એટલામાં તો (ગદ્‌ગદ્‌ કંઠે) કોઈ ભવ્યપુરૂષે આવી સત્યવાન્‌ને બાંધી લીધા (આંખ્યો લુતાં) તે સમયે પુત્રી સાવિત્રીએ ઘણા ઘણા કાલાવાલા કર્યા, પણ તે કાંઈ ન ગણતાં દક્ષિણદિશા તરફ ચાલવા માંડ્યો.

**अश्वपति**—પ્રિયા! જે કાંઈ વાત આપણા હૃદયમાં રમ્યા કરતી હોય, તે સ્વપ્નમાં આવે, એવો નિયમ છે. તમારા મનમાં નિરંતર તે ભય રહ્યા કરે છે, તેથી તેવું સ્વપ્ન આવ્યું, એમાં કાંઈ ખેદ કરવા જેવું નથી.

**मालवी**—મને નિશ્ચય છે, કે આ સ્વપ્નજ છે, તોપણ તે સમયનો ભયંકર દેખાવ, સાવિત્રીનાં કરૂણાજનક વિલાપનાં વચનો અને પુત્રી સાવિત્રીની તે સમયની અનાથદશાની મુખમુદ્રા, હજી મારા હૃદયમાંથી ખસતીજ નથી; તેમાં વળી કાકતાલીય ન્યાયની પેઠે મહામુનિ નારદે કહેલો દિવસ પણ કાલેજ છે, તેથી વધારે ઉદ્વેગ થાય છે.

**अश्वपति**—એમાં ઉદ્વેગજેવું કાંઈ નથી, ઘણીવાર તેવાં સ્વપ્નો આવેછે.

**मालवी** – ગમે તેમ હોય, પણ હું તો પુત્ર સત્યવાન્‌ અને પુત્રી સાવિત્રીનું મોઢું જોઊં, ત્યારેજ મારા ચિત્તને શાંતિ થાય.

**अश्वपति**—તમારા આગ્રહને લીધે એ વિચાર હું પણ યોગ્ય ગણું છું, પણ એ આશ્રમ ઘણો દૂર છે તેથી, લગભગ આવતી કાલની સાંજસુધી આપણે માંડ પોચશું.

**मालवी**—સાંજે તો સાંજે, પણ જવું તો જરૂર એમ મને લાગે છે.

**अश्वपति**—ઠીક ત્યારે, એમાં શું? (બારણાં સામું જોઈને) અરે દ્વારપાળ!

**द्वारपाळ**—(પ્રવેશ કરીને હાથ જોડીને) આજ્ઞા મહારાજ.

**अश्वपति**—આપણા સારથીને કહો, કે જેમ બને તેમ તરત દિવ્ય ઘોડાવાળો રથ જોડીને અહીં લેઈ આવે.

**द्वारपाळ**—જેવી આજ્ઞા. (મનમાં) મહારાજનો કેવો વિવેક છે, કે મારા જેવા અનુચરને પણ એક નામથી નથી બોલાવતા. પણ આ સમયે મહારાજ ક્યાં પધારવાના હશે? (એમ વિચાર કરતો જાય છે.)

**मालवी**—પ્રાણનાથ! આપણે અચાનક જઈએ છિયે, તેનાં કારણની આપણા પ્રધાનોને શી રીતે ખબર પડશે?

**अश्वपति**—(વિચારીને) ખરી ખબર તો તેમને પાડવી જોઈએ. એક ચીઠી લખો.

**मालवी**—જેવી આજ્ઞા. (લખવા બેસે છે) શું લખું?

**अश्वपति**—(લખાવે છે.)

**પ્રિય પ્રધાનો!**

દેવીને અસંભવિત દુઃસ્વપ્ન આવવાથી, અને જવાની આવશ્યકતાથી અમે બેય મહારાજ દ્યુમત્સેનના આશ્રમે જઈએ છિયે, માટે કશી ચિંતા ન કરશો અને રાજ્યની સંભાળ રાખશો.

લિ૦ મહારાજા અશ્વપતિ.

**मालवी**—પ્રાણનાથ! આપ વાંચીને આપની સહી કરો. (આપે છે.)

**अश्वपति**—(વાંચી જાય છે અને સહી કરી ચીઠી બીડે છે.)

**द्वारपाळ**—(પ્રવેશ કરીને) મહારાજાધિરાજ! રથ નીચે તૈયાર છે.

**अश्वपति**—ઠીક, મારાં બધાં શસ્ત્રો રથમાં મેલી આવો.

**द्वारपाळ**—જેવી આજ્ઞા. (ખડ્ગવિના બાકી બીજાં બધાં શસ્ત્રો મેલી આવે છે.)

**अश्वपति**—દેવિ! લાવો મારૂં ખડ્ગ, ચાલો હવે આપણે જઈએ.

**मालवी**—(ખડ્ગ લાવી આપે છે, અને બેયજણ ચાલવા માંડેછે.)

**अश्वपति**—(કાંઈ સ્મરણ લાવીને) દ્વારપાળ! સવારે શત્રુશલ્ય અને વીરમિત્ર પ્રધાનોને કેહેજો, કે 'પુત્રી સાવિત્રીના વિવાહ થયે આવતીકાલે વર્ષ પૂરૂં થવાનું છે, તેથી તેને મળવા દેવિ-સહિત હું જાઊં છું. ચાર પાંચ દિવસમાં પાછું મારૂં આવવું થશે, એટલા સમયમાં પ્રજાને કાંઈપણ અડચણ નહિ અવવા દ્યો, કેમકે એમના હિતમાં આપાણું હિત સમાયેલું છે, તે તમે પૂર્ણ રીતે જાણો છો.'

**द्वारपाळ**—બાહુ સારૂં, મહારાજાધિરાજ.

**अश्वपति**—જોજો ભૂલી ન જતા, જરૂર સંભારીને કેહેજો અને આ ચીઠી પણ એમને આપજો.

**द्वारपाळ**—જેવી અન્નદાતાની આજ્ઞા. (ચીઠી લઈ માથે ચડાવેછે.)

**अश्वपति तथा मालवी**—(નીચે ઉતરી રથમાં બેસીને જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

**સ્થળ**—દ્યુમત્સેનના આશ્રમની પર્ણકુટી.

**राजा द्युमत्सेन तथा राणी शैब्या.**

**शैब्या**—આર્યપુત્ર! ચારેકોરે થતા પક્ષિયોના કોલાહલથી, આશ્રમોમાં હોમાતા અગ્નિહોત્રના સુગંધી ધૂમાડાથી, ચરીને પાછી આવતી અને હીંહોટા કરતી ગાયોની સામે, પોતાની માતા-

ઓનું દુધ પીવાને તૈયાર થઈ રહેલાં વાછડાંઓના ભાંભરવાથી, નિશ્ચય થાય છે કે સૂર્યાસ્ત થયો અથવા થોડીવારમાં થશે, પણ 'ચાર ઘડી દિવસ બાકી હશે ત્યારે અમે આવશું,' એમ કહી ગયેલ છે છતાં, આપણું જીવિત સર્વસ્વ પુત્ર સત્યવાન્ તથા સાવિત્રી અહીં આવ્યાં નહિ તેથી મને બહુજ ચિંતા થાય છે.

**દ્યુમત્સેન**—દેવિ! મુને પણ તમે કહો છો તેવીજ ચિંતા થાય છે, પણ શું કરૂં? કાંઈ ઉપાય નથી. ભાગ્યયોગથી દેવવ્રત અને પ્રજ્ઞાવાન્ પણ હાજર નથી.

**શૈબ્યા**—પ્રાણનાથ! હજી ઘડીવાર વાટ જોઈયે. કદિ વનની વિચિત્ર શોભા જોવામાં, અથવા કોઈ ઘાતકી પશુના પરાભવથી, કે કોઈ પણ બીજા કારણથી વિલંબ થયો હશે, તો હમણાં આવી પહોચશે.

**દ્યુમત્સેન**—જે સમયથી તે બેયજણ અહિંથી બહાર નીકળ્યાં, કે તરત મારા હૃદયમાં તાપ થવા લાગ્યો હતો તેનુંજ આ ફળ થયું.

**શૈબ્યા**—પ્રાણનાથ! જેવારે ભવિષ્ય હોય છે ત્યારે તેમજ બની આવે છે. જે સાવિત્રીએ આજ એક વર્ષ થયાં કોઈ દિવસ આપણપાસે કંઈ માગેલ નહિ, ને તેણે આપણપાસે માગ્યું! તેમાં પણ વનમાં જવાનું માગ્યું! અને આપણે ત્રણ દિવસનાં નિર્જળ ઉપવાસથી તેના શરીરની અશક્તિ જોતાં છતાં પણ તેને આજ્ઞા આપી! એ સર્વ ભવિષ્યના બળથી થયું એમજ હું ગણું છું.

**દ્યુમત્સેન**—તમારૂં કેહેવું ખરૂં છે. પણ મુને તો હવે એમ થાય છે કે આપણે તેની સામાં જઈએ.

**શૈબ્યા**—પ્રાણનાથ! આપણે કેવી રીતે તેને સામાં જઈ શકીશું? કઈ દિશાએ તે વન છે, તેપણ આપણને ખબર નથી.

**દ્યુમત્સેન**—દેવિ! પુત્ર સત્યવાનના કેહેવાથી હું એટલું જાણું છું, કે આપણા આશ્રમથી તે પૂર્વદિશામાં છે.

**શૈબ્યા**—ચાલો ત્યારે પૂર્વદિશામાં આપણે ચાલ્યાં જઈએ. એ માર્ગથી પુત્ર સત્યવાન્ અને પુત્રી સાવિત્રી આપણને મળશેજ.

**બેઉસાથે**—(ચાલવા માંડે છે, ચોતરફ ભટકતાં જાય છે, સાવિત્રી તથા સત્યવાન્‌ને બરકતાં જાય છે. એમ ઘણીવાર દોડ્યા પછી.)

**શૈબ્યા**—પ્રાણનાથ! આપણે આ વગર વિચારે દોડિયે છિયે. હવે આ ભટકવાથી આપણને ઘણો શ્રમ પડશે. અનેક ઠેશો વાગવાથી આપના અને મારાં પગમાંથી લોહીની ધારાઓ વહી જાય છે. કેટલાક કાંટાઓ આપણા પગમાં ભાંગવાથી હવે ચાલી શકવું અશકય છે. રાત્રિમાં લોકો ચાલતાં પણ દિઙ્મૂઢ થઈ જાય છે, ત્યારે આપણે તો અપંગ એટલે દિઙ્મૂઢ થઈ જઈયે એમાં શી નવાઈ? હવે આપણને આપણો આશ્રમ પાછો જડવો પણ કઠણ છે. કદિ તે આપણે આશ્રમે આવ્યાં હશે તો વળી આપણને ગોતવા નીકળી પડશે. આજની રાત્રિ આપણે આમજ દુઃખમાં કાઢવી પડશે, માટે જરા વિસામો ખાઓ, આપને શ્વાસ ઘણો ચઢી આવ્યો છે.

**દ્યુમત્સેન**—ઠીક ત્યારે એમજ કરિયે. (એમ કહિ ત્યાં બેસી જાય છે. ઘડીવાર બેઠા પછી) દેવિ! આશ્ચર્ય! આજે લગભગ પંદર સોળ વર્ષનો થયેલ અંધાપો દૂર થવો એ અસંભવિત છે, પણ મુને લાગે છે કે હું દેખું છું; ચંદ્ર, તારા અને નક્ષત્રો આ સમયે મારી નજરે પડે છે; વિચિત્ર વનનો દેખાવ મારા જોવામાં

આવે છે અને આ નદિયોનો નજીક પડતો સુંદર પ્રવાહ પણ મારા દીઠામાં આવે છે.

**શૈબ્યા**—પ્રાણનાથ! મુને પણ આપ જેટલું કહો છો તેટલું જોવામાં આવે છે, પણ હું ધારૂં છું કે આ સમયે આપણે તેવાં સુખને પાત્ર નથી, કારણ કે જ્યારે આવુંજ સુખ આપણને મળવું હોય ત્યારે પુત્ર સત્યવાન્ અને સાવિત્રી આપણાથી કેમ જુદાં પડી જાય? કેવળ તેને ગોતવામાં આપણી તદાકાર વૃત્તિ થઈ જવાથી હૃદયમાં જે વન, નદી અને આકાશનો ચિતાર પડી રહ્યોછે, તેને આપણે ખરો દેખાવ ગણિયે છિયે.

**દ્યુમત્સેન**—નહિ નહિ, દેવિ! જુઓ આ નદીના કાંઠાઉપર જે નજીકનું ઝાડ છે, તે તમને શાનું લાગે છે?

**શૈબ્યા**—(જોઈને) એ તો બોલસરી હોય એમ લાગે છે.

**દ્યુમત્સેન**—એની કઈ બાજુની શાખા પુષ્પથી અને પુષ્પના સુગંધના લોભથી પડેલા ભ્રમરોના ભારથી નમી રહી છે?

**શૈબ્યા**—જમણી કોરની.

**દ્યુમત્સેન**—દેવિ! ખરેખર તેમજ છે. જો, તમે કહો છો તેમજ આપણાં અંતઃકરણમાં વનનો ચિતાર પડવાથી વન દેખવામાં આવતું હોય, તો જે હું દેખું છું તેજ તમે દેખો, એમ બને નહિ. માટે એતો ખરેખર ઈશ્વરેજ કૃપા કરી આપણનો અંધાપો આ સમયે દૂર કર્યો.

**શૈબ્યા**—(નિઃશ્વાસ નાંખીને) પ્રાણનાથ! હા, કદિ અંધાપો ઈશ્વરે દૂર કર્યો તોપણ શા કામનો? જે સમયે આંખ્યોથી જોવા યોગ્ય રહ્યા હતા, તે સમયે આપણે આંખ્યો ન હોતી અને જ્યારે

આપણાં હીનભાગ્યે તે રત્ન ક્યાંઈ ગુપ્ત થઈ ગયાં, ત્યારે આંખ્યો આવી તે શું કામની?

**द्युमत्सेन**—દેવિ! એ શું કહો છો? આપણે આટલીવાર નિષ્ફળ દોડાદોડ કરતાં હતાં, પણ હવે પ્રત્યેક વન, પ્રત્યેક આશ્રમ અને પ્રત્યેક વૃક્ષની છાયા, આપણે ખરેખર જોઈ શકશું. અને ગયેલી આંખ્યો જેણે પાછી આપી તે ઈશ્વર આપણા પ્રાણરૂપ બે સંતાનોને પણ મેળવી આપશે.

**शैब्या**—ઈશ્વર આપનાં વચન સત્ય કરો. (એમ કહી ઉભાં થાય છે.)

**द्युमत्सेन**—(ઉભા થઈને) ચાલો ત્યારે હવે તેને જોઈએ. (એમ કહી બેય ચારેગમ ગોતવા માંડે છે) અરે પુત્ર સત્યવાન્! અરે પુત્રી સાવિત્રિ! ક્યાં છો? ક્યાં છો? (એમ કહી ચારેગમ વનમાં ફરતાં ફરતાં નિરાશ થઈને પડી જાય છે.)

**द्युमत्सेन**—દેવિ! હવે હું દેખતો પણ બંધ થઈ ગયો છું. નથી મુને આપણા આશ્રમની દિશા સુજતી કે નથી મુને ક્યાં જવું, કેને કેહેવું, કે શું કરવું, તે સુજતું. ખરે દિઙ્મૂઢ થઈ ગયો છું.

**शैब्या**—આર્યપુત્ર! આપણે આપણો આશ્રમ મેલ્યો તેને પણ દોઢ પ્રહર થઈ ગયો છે. એટલીવાર સુધી તે બેયમાં પ્રાણ હોય ત્યાંસુધી આશ્રમે ન આવે એ સંભવતું નથી. પણ સાટે આશ્રમનો માર્ગજ જડવો કઠણ છે, કે આપણે ત્યાં જઈએ.

**द्युमत्सेन**—દેવિ! જો તે આવ્યાં હોય તો તે વાત જુદી, પણ કદી નહિજ આવ્યાં હોય તો સ્વભાવથીજ આપણાપ્રત્યે નિરૂપમ પ્રેમ રાખનારા મહામુનિયો આપણ બધાંને ગોતવા નીકળી પડ્યા હશે.

**शैब्या**—પણ આપણને તેઓમાંથી કોઈ ક્યાંથી મળે? (એટલામાં.)

**સુવર્ચા**—(પ્રવેશ કરીને મનમાં) મને આ વનમાં મહારાજ દ્યુમત્સેન, તેનાં રાણી અને તેનાં વહુદીકરાને ગોતતાં ઘણી વાર થઈ ગઈ, તોપણ હજી કોઈ મળ્યાં નહિ, માટે પાછો જાઊં. (ઉતાવળે ચાલવા માંડે છે.)

**દ્યુમત્સેન અને શૈબ્યા**—(સંચાર સાંભળીને) પુત્ર સત્યવાન્, સત્યવાન્! (એમ કેહેતાં કેહેતાં ઉભાં થઈ સામાં દોડે છે.)

**સુવર્ચા**—આર્યરાજર્ષિ! શું તમારી સાથે સત્યવાન્ નથી?! હું તો સુવર્ચા છું.

**દ્યુમત્સેન**—અરે મુનિરાજ સુવર્ચા! આપ ક્યાંથી પધાર્યા, કેમ પધાર્યા? ક્યાંઈ પુત્ર સત્યવાન્ અને સાવિત્રીને જોયાં?

**સુવર્ચા**—આજે સાયંકાળે આપની દેવાર્ચનાની પર્ણશાળામાં કોઈપણ માણસ નહિ હોવાથી તથા નિત્યના નિયમપ્રમાણે સ્તુતિપાઠઆદિ ઈશ્વરભક્તિના શબ્દો ન સંભળાવાથી, અમને સંદેહ થયો, તેથી હું, આર્ય ભારદ્વાજ, ગૌતમ, દાલ્ભ્ય, આપસ્તંબ અને ધૌમ્ય, પોતપોતાના શિષ્યોસહિત આપના આશ્રમમાં આવ્યા, ત્યાં કોઈ અમારી નજરે ન આવ્યું.

**દ્યુમત્સેન**—(મનમાં). શું મહાત્માઓની મહત્તા છે?

**શૈબ્યા**—પ્રાણનાથ! આપ કેહેતા હતા તેમજ થયું.

**સુવર્ચા**—તેથી અમે ઉદ્વેગ પામી નોખા નોખા તર્ક કરવા માંડ્યા, અને હજી જ્યાં વિચારજ કરિયે છિયે ત્યાં મહારાજ અશ્વપતિ પણ રાણી માલવીસહિત આવીને ઉભા રહ્યા.

**દ્યુમત્સેન**—હેં, શું મારા મિત્ર અશ્વપતિ આવ્યા? તેને હું શું મોહું દેખાડી શકીશ?

**શૈબ્યા**—આર્યપુત્ર! મને પણ એમજ થાય છે, પણ શો ઉપાય?

**સુવર્ચા**—તેને અમે પુછ્યું, કે 'આર્યરાજર્ષિ ક્યાં છે?' તેના ઉત્તરમાં તેણે કહ્યું, કે 'જે પ્રશ્ન તમે મને કરો છો તેજ પ્રશ્ન આપને હું પુછવાનો હતો.' આવું સાંભળીને અમને વધારે ઉદ્વેગ થયો અને કહ્યું, કે 'આવો નિકટનો સહવાસ છતાં આવિષે અમે અજાણ્યા છિયે એ ઘણી શરમની વાત છે.' મહારાજ અશ્વપતિએ કહ્યું, કે 'કાંઈ ચિંતા નહિ, ઘણુંકરીને કાંઈ કામને માટે આ તપોવનમાં તેઓ ગયા હશે, તો આપણે આટલા બધા છિયે, એટલે તેમને શોધી કાઢવા કાંઈ કઠણ નથી. આપણે એકેકી દિશામાં ગોતવા જવું.'

**દ્યુમત્સેન**—અમારે માટે કેટલો બધો શ્રમ લેવો પડશે. પણ લાચાર,—પછી?

**સુવર્ચા**—પછી એ મહારાજના કેહેવાપ્રમાણે નિશ્ચય કર્યો, તેમાં ભારદ્વાજે પોતાના શિષ્યોસહિત પશ્ચિમદિશામાં જવું અંગીકાર કર્યું, ગૌતમે ઉત્તરદિશામાં જવું અંગીકાર કર્યું, મહારાજ અશ્વપતિએ દક્ષિણદિશામાં જવું અંગીકાર કર્યું, અને મેં પૂર્વદિશામાં અંગીકાર કર્યું. સઘળાએ મધ્યરાત્રિ થવા આવે ત્યાં પાછા આશ્રમે પોચી જવું, એવો ઠરાવ હોવાથી, તેપ્રમાણે, હું મારા કામમાં નિરાશ થઈ પાછો વળતો હતો ત્યાંજ આપનો સમાગમ થયો, પણ સત્યવાન્ અને સાવિત્રી આપનાથી વળી જુદાં છે, એ મેં હમણાંજ જાણ્યું.

**દ્યુમત્સેન**—અરે, એ બેય તો આજે સવારનાં વનમાં ગયાં છે. સાયંકાળસુધી પાછાં ન આવવાથી અમારી ધારણા રહી નહિ, તેથી અમે ભટકતાં ભટકતાં અહીં આવ્યાં અને દિઙ્મૂઢ થઈ ગયાં. કોણ જાણે શું થયું પણ થોડીવાર પછી એકાએક અમ

બેયને ગયેલી આંખ્યો પાછી આવી. અરે, આંખ્યો આવી તે નિષ્ફળ. દેખતાં થયાં પછી પણ હજીસુધી તો તે ક્યાંઈ મળ્યાં નહિ.

**सुवर्चा**—મહારાજ! ચાલો ત્યારે હવે આપણે આશ્રમે જઈએ, કદાચને તેએ ત્યાં પણ આવ્યાં હોય.

**शैब्या**—ત્યાં, પુત્રસત્યવાન્ અને સાવિત્રી આવ્યાં હોય તો તો ઠીક, નહિ તો મહારાજા અશ્વપતિને અને દેવી માલવીને હું શું મોઢું દેખાડું? માટે એ નિશ્ચય થયાવિના તો હું આશ્રમે નહિ આવું.

**सुवर्चा**—માતાજી! એ શું બોલો છો? સત્યવાન્ અને સાવિત્રી આપને ઓછા વહાલાં અને એમને કાંઈ વધારે હશે? સર્વને સરખાં છે.

**द्युमत्सेन**—દેવિ! એવી શંકા લાવવા જેવું એ દંપતીનું અંતઃકરણ નથી. આપણે ત્યાં જવાથી સર્વે મળી કાંઈ સારો વિચાર કરશું.

**शैब्या**—ત્યારે જેવી આપની ઈચ્છા.

**द्युमत्सेन**—ચાલો ત્યારે જઈએ, પણ મને તો આશ્રમ જડવો પણ કઠણ લાગે છે.

**सुवर्चा**—આર્યરાજર્ષિ! જે સમયે અમે જુદી જુદી દિશાઓમાં જવું ઠેરાવ્યું, ત્યારે મહારાજ અશ્વપતિએ અમને કહ્યું કે 'કોઈ સમયે રાત્રિનું માણસ દિઙ્મૂઢ થઈ જાય છે, માટે જે અહીં રેહેતા હોય તેણે આ પાસેની ટેકરીઉપર તાપ કર્યા કરવો, કે જે નિશાનીઉપરથી પાછું આશ્રમે આવવું સેહેલું પડે.'

**द्युमत्सेन**—દેવિ! બુદ્ધિવાનનું કામ કોઈ જુદાજ પ્રકારનું હોય છે.

**शैब्या**—ત્યારે ઓ-છેટે તાપ દેખાય, તે આશ્રમનોજ હશે?

**सुवर्चा**—હા માજી! એજ આપણા આશ્રમની નિશાની, માટે ચાલો. (એમ કહી નીકળી જાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

**સ્થળ**—ધુમત્સેનના આશ્રમનો માધવીમંડપ.

**अश्वपति, मालवी अने धौम्यऋषि.**

**धौम्यऋषि**—સમય થઈ ગયો ને હજીસુધી કેમ કોઈ આવ્યું નહિ ?

**अश्वपति तथा मालवी**—(પ્રવેશ કરીને બેમાંથી એક) કેમ મહારાજ ! કોણ કોણ આવ્યું છે ?

**धौम्य**—ના મહારાજ ! હજી તો કોઈ આવ્યું નથી.

**मालवी**—પ્રાણનાથ! એક વર્ષ અગાઉ આપણે આ માધવીમંડપમાં કેવાં હર્ષથી બેઠાં હતાં, અને આજે—(હૃદય ભરાઈ આવે છે.)

**अश्वपति**—પ્રિયા ! ઘડીવાર પછી એવોને એવો પાછો આ મંડપ થઈ રહેશે. ધીરજ રાખવી એજ માણસનું કામ છે. (એટલામાં સંચાર સાંભળીને) કોઈ આવ્યું તો ખરૂં.

**भारद्वाज अने गौतम**—(પ્રવેશ કરે છે.)

**अश्वपति**—(માલવીસહિત તેને નમન કરીને) મહામુનિયો ! હું દક્ષિણદિશા તરફ જોઈ આવ્યો ત્યાં તો કોઈપણ સ્થાનકે તે પુણ્યચરિત્રોનાં મુને દર્શન થયાં નહિ.

**भारद्वाज**—મહારાજ! આપની પેઠે અમે પણ અમારા શ્રમમાં નિષ્ફળ થયા છિયે.

**मालवी**—જ્યારે દશા પડતી હોય ત્યારે તેમજ થાય.

**धौम्य**—મહારાણિ ! હજી સુવર્ચા નથી આવ્યા ત્યાંસુધી આપણી આશા તુટી નથી.

**માલવી**—હા, પણ મુને તો મારા દુઃસ્વપ્નથી નિશ્ચય છે, કે પરિણામ સારૂં નથી.

**અશ્વપતિ**—દેવિ! સમજુ થઈને એ શું કહો છો? ઈશ્વર સારૂંજ કરશે. (મુનિયોને) મહામુનિયો! સુવર્ણા આવે ત્યાંસુધી કાંઈ ઈશ્વરસ્મરણથી સમય કાઢીએ તો ઠીક.

**ધૌમ્ય**—હા, બહુ સારૂં મહારાજ! દ્યુમત્સેન મહારાજનું રચેલ ઈશ્વરસ્મરણ અમે ગાઈએ, આપ તેમાં ધ્યાન આપજો અને એટલામાં તો તે આવી પોચશે.

**અશ્વપતિ તથા માલવી**—બહુ સારૂં મહામુનિયો.

**સર્વે ઋષિયો**—(ગાય છે.) (પદ.)

(છંદ મહીદીપને ઢાળે, રાગ ઝીંઝોટી, તાલ દાદરો.)
(શ્યામ ચરણ સ્મરણ નિત્ય, સરસ વાત સાચી. એ પ્રમાણે.)

આપનું અનાદિ ઈશ, શરણ એક મારે;
આ ભવાબ્ધિથી સદૈવ, તારવો તમારે. આપનું.
શ્યામ સ્વપ્રરૂપ સુખદ, સાર ન સંસારે;
અનુભવાય એમ ઈશ, વિનયથી વિચારે. આપનું.
આધિ ને ઉપાધિ વ્યાધિ, ને મનો વિકારે;
પાપરૂપ આ પ્રપંચ, હૃદયને વિદારે. આપનું.
દુષ્ટ દુર્ગુણો તણા ગુ-ચાય કોઈ ગારે;
કોઈ તેથકી ન આપ-ના વિના ઉગારે. આપનું.
આ બધો પ્રપંચ અંધ, કૂપમાં ઉતારે;
કોણ આપનાવિના દ-યાનિધે નિવારે. આપનું.
અન્ય પાપના પ્રપંચ-માં ભલે પડ્યારે;
દુઃખરૂપ દુરાચાર-માં ભલે દડ્યારે. આપનું.

કામ ક્રોધ લોભથી ભ-લે સદા ભર્યારે;
મત્સર મદ મોહથી ભ-લે સદા ભમ્યારે. આપનું.
રાતદિવસ રોજ રાગ-માં ભલે રમ્યારે;
ભલે અંધ વિષયરૂપ, ધૂળને ધમ્યારે. આપનું.
દીનને અપાર દુઃખ, આપવા અડ્યારે;
ક્લેશ આપનાર નિત્ય, કર્મને કર્યારે. આપનું.
ધર્મ કર્મની ન વાત, ધ્યાનમાં ઉતારે;
પરધન પરધામ ધૂત-વા સદૈવ ધારે. આપનું.
રાગ દ્વેષ દુઃખ શોક-થી ભલે રડ્યારે;
આ ભવાટવીનિ જાળ-માં ભલે જડ્યારે. આપનું.
આપના અમૂલ્ય નામ-ને નહીં ઉચ્ચારે;
મોહજાળમાં મમત્વ-થી ભલે મચ્યારે. આપનું.
લાભ હાનિમાં સદૈવ, તે ભલે લચ્યારે;
આજ કાલ એમ કાલ-ને ભલે ગણ્યારે. આપનું.
ભક્ત આ કૃપાનિધાન, આપને પનારે;
પ્રાણ જાય તોય તે, કદી નહીં વિસારે. આપનું.

**अश्वपति**—આ આશ્રમના અને મુનિયોના સહવાસના અપૂર્વ આનંદ લેનારા મહારાજ દ્યુમત્સેનને હું ધન્ય માનું છું. પુત્રી સાવિત્રી, પુત્ર સત્યવાન્ અને મહાદેવી શૈબ્યાસહિત એ રાજર્ષિનાં દર્શન ઈશ્વર કરાવે એટલે હું મોટો ભાગ્યશાળી.

**मालवी**—(મનમાં) હજી કેમ કોઈ ન આવ્યું? હવે તો બહુ વાર થઈ (સંચાર સાંભળીને) પ્રાણનાથ! જાણમાં તો સહુ આવી પહોચ્યાં.॰(એટલામાં.)

**द्युमत्सेन, शैब्या अने सुवर्चा**—(પ્રવેશ કરે છે.)

**अश्वपति**—(ઉભા થઈને) રાજર્ષિ ! હું અશ્વપતિ આપને પ્રણામ કરૂં છું. (હૃદય ભરાઈ આવે છે.)

**द्युमत्सेन**—(આંખમાં પાણી લાવીને ગળગળે સાદે) પ્રિયમિત્ર ! આપનું કલ્યાણ થાઓ. (એમ કહી મળીને બેસે છે.)

**शैब्या तथा मालवी**—(પરસ્પર મળીને બેસે છે.)

**अश्वपति**—આર્યરાજર્ષિ ! ગઈ રાત્રિએ માલવીને કાંઈ નિદ્રામાં દુઃસ્વપ્ન ઉત્પન્ન થયું તેથી જાગૃત થઈ ગયાં, અને તેજ સમયે અમે અહીં આવવાનો વિચાર કરી તરત ત્યાંથી મધ્યરાત્રિયે પ્રસ્થાન કર્યું. અહિં સૂર્યાસ્ત થયા પછી બેઘડી રાત્રિ ગયે અમે આવી પહોચ્યાં, પણ આ સર્વ પર્ણકુટી, આ માધવીમંડપ અને પર્ણશાળાઓ આપવિના શુન્ય દેખીને જે ખેદ થયો તે હું કહી શકતો નથી. તે સમયે મને આ મહામુનિઓએજ ઉદાસીના દુસ્તર દરિયાથી ઉગાર્યો છે. આ સમયે ઈશ્વરકૃપાથી આપ દંપતીનાં દર્શન થયાં તેવિષે હું ઈશ્વરનો અપાર ઉપકાર માની, પુત્ર સત્યવાન્ અને પુત્રી સાવિત્રીવિષે ખબર મેળવવા ઈચ્છું છું.

**द्युमत्सेन**—પ્રિયમિત્ર ! આપ સિધાવ્યા પછી તરતજ પુત્રી સાવિત્રીએ અમને વટસાવિત્રીનું વ્રત કરવાનું જણાવ્યું, તેની અમે પ્રથમ તો ના કહી, પણ પછીથી તેમના અતિ આગ્રહથી હા પાડી.

**अश्वपति**—હા, એતો નારદજીએ અવશ્ય કરવા તેને ભલામણ કરી હતી.

**मालवी**—(સ્વગત) રખેને તેજ વ્રતથી સાવિત્રીને કાંઈ પરાભવ થયો હોય.

**अश्वपति**—પછી ?

**દ્યુમત્સેન**—તે વ્રતની આજે સમાપ્તિ થઈ તેથી પુત્રી સાવિત્રીને ત્રણ ઉપવાસ થયા છે.

**અશ્વપતિ**—એપણ નારદજીએ બતાવ્યું હતું.

**દ્યુમત્સેન**—તેમ છતાં સત્યવાને આજે સવારે જે સમયે વનમાં જવાની તૈયારી કરી, તેજ સમયે તેણે હાથ જોડી વિનતિ કરી, કે—'હું એક વર્ષ થયાં અહિં રહીછું, પણ કોઈ દિવસ આ સુંદર તપોવન જોવા નથી ગઈ, માટે મારે આજે સાથે જવાની ઈચ્છા છે, તો આપ કૃપા કરી આજ્ઞા આપો.' અમે તેને ઘણા પ્રકારે ના કહી પણ તેણે એવી દીનતાથી આજ્ઞા માગી, કે અમારે આપવીજ પડી.

**માલવી**—(સ્વગત) એના મનમાં એમજ હશે કે આજનો દિવસ નારદજીનો કહેલ છે, માટે મારે મારા પતિને કયાંઈ પણ એકલા ન જવા દેવા.

**અપશ્વતિ**—પછી?

**દ્યુમત્સેન**—અમે ચાર ઘડી દિવસ બાકી હોય ત્યાં પાછું આવવાનું કહેલ, તેપ્રમાણે સત્યવાને અંગીકાર કર્યું અને બેય વનમાં ગયાં. સૂર્યાસ્ત થયા પછી તેનું આવવું ન થવાથી અમને ધારણા રહી નહિ ને તેની સામે જવા વિચાર કર્યો. ઉદાસીમાં વ્યગ્ર થઈ જવાથી કોઈપણ ઋષિજનોને કાંઈ જણાવ્યું નહિ. આખર ચારેકોરે આંધળી ફોડ કરવાથી પગ લોહી લોહી થઈ રહ્યા, કાટા વાગવાનો તો પારજ રહ્યો નહિ, નેં મુને તથા શૈબ્યાને શ્વાસ ચડી આવ્યો, તેથી ચાલવાની શક્તિ રહી નહિ. પછી એક નદીને નજીક વિશ્રામ કર્યો. ત્યાં ઘણીવાર બેસવા પછી સર્વ વન, નદી, પર્વતો અને આકાશ એ સંઘળું અમે દેખવા

લાગાં. આવી રીતે ઈશ્વરકૃપાથી ગયેલાં નેત્ર થણે દિવસે પાછાં પ્રાપ્ત થયાં તેથી પણ અમને આનંદ ન થયો; કારણ તે નેત્રોથી જોવાનાં રત્નો અમે અમારા હાથમાંથી ખોયાં હતાં. ફરીથી હિમ્મત કરીને તે બેયને વનમાં ગોતવા મંડયાં. જેમ જેમ તેને ન જોયાં તેમ તેમ અમારા બેયના મનમાં દુષ્ટ શંકાઓ વધતી ગઈ. પ્રત્યેક નદી, પ્રત્યેક નદીના કાંઠા, પ્રત્યેક વનસ્પતિ અને પ્રત્યેક ઝાડને થડે આથડી આથડી, છેવટ દિઙ્મૂઢ જેવાં, મૂર્છિત જેવાં અને ઘેલાં જેવાં થઈ ગયાં, અને થાકી જવાથી બેશી ગયાં, એટલામાં આ મહાનુભાવ મુનિ સુવર્ચાનાં અમને દર્શન થયાં. આવી રીતે મારાં મંદભાગ્યે મારા હાથમાંથી પુત્રરત્ન તથા પુત્રીરત્ન છીનવી લીધું છે. (એમ કહી આંખમાં આંસુ આવવાથી અને કંઠ ગદગદ થઈ જવાથી બોલતા રહી જાય છે.)

**શૈબ્યા**—(રોતાં રોતાં) અરે પુત્ર સત્યવાન્, અરે પવિત્રપુત્રિ સાવિત્રિ! અરે તમારી ગુરૂભકિત આ સમયે કયાં ગઈ? તમે અમ અપંગને રઝળતાં મેલી કયાં ગયાં છો? તમારી બેયની સ્વાભાવિક દયા કયાં ગુપ્ત થઈ ગઈ? કેમ હજી તમે આવતાં નથી? અરે દૈવ! અમે શું તારો અપરાધ કર્યો છે, કે તુને અમારી ઉપર દયાજ નથી આવતી.

**માલવી**—પ્રિયસખિ, શૈબ્યા શૈબ્યા! આ શું? તમારે આમ કરવું ઘટેછે? તમે જયારે આમ કરશો ત્યારે અમારી ધીરજ કેમ રહેશે?

**અશ્વપતિ**—આર્યરાજર્ષિ! આપના પુણ્યપ્રતાપથી મુને નિશ્ચયજ છે, કે સત્યવાન્‌ને અને સાવિત્રીને આપણે નિર્વિઘ્ન દેખશું.

**સુવર્ચા**—આર્યરાજર્ષિ! પુત્રી સાવિત્રીનું તપ, સદાચાર અને એનું શીલ જોઈ, મુને નિશ્ચયજ છે કે સત્યવાન્ કુશળ છે.

**ગૌતમ**—હું સર્વ વેદ ભણ્યો છું, મોટું તપ કર્યું છે, જન્મ ધરી બ્રહ્મચર્ય પાળેલ છે, સર્વ વ્રત કર્યાં છે અને કેટલીકવાર તો માત્ર વાયુ ભક્ષણ કરીને રહ્યો છું, તેથી સર્વ જાણું છું, ને હું કહું છું કે સત્યવાન્ કુશળ છે.

**ગૌતમનો શિષ્ય**—મારા ગુરૂના મુખમાંથી પડેલું વાક્ય કદિપણ ખોટું હોયજ નહિ, માટે હું કહું છું કે સત્યાવાન્ કુશળ છે.

**ભારદ્વાજ**—સાવિત્રીમાં સર્વ લક્ષણ સારાં છે, તેથી તેને વૈધવ્ય થવુંજ ઘટે નહિ, માટે હું કહું છું કે તમે સત્યવાન્વિષે કાંઈજ ચિંતા ન કરો.

**દાલ્ભ્ય**—મહારાજ! આપ બેયને નેત્ર પ્રાપ્તિ થઈ અને સાવિત્રીનું વ્રત આજેજ પૂર્ણ થયું તથાપિ તે અપવાશ્યા પોતાના પ્રિયપતિની સાથે વનમાં ગયેલ છે તેથીજ સિદ્ધ છે, કે સત્યવાન્ કુશળ છે.

**આપસ્તંબ**—રાજન્! આ સમયે શાંત દિશાતરફ પક્ષિયો અને મૃગો બોલે છે, તેથી નિશ્ચય થાય છે, કે સત્યવાન્ અને સાવિત્રી કુશળ છે.

**ધૌમ્ય**—તમારા પુત્રના ઉત્તમ ગુણો તથા સાવિત્રીના ઉત્તમ ગુણો જોઈ હું કહું છું, કે તે દંપતી ઘણા કાળ ચિરંજીવી રેહેશેજ.

**દ્યુમત્સેન**—પ્રિયસખે, અશ્વપતિ! માયાળુ મુનિયો! આપ સર્વનાં વાક્યો ઈશ્વર સત્ય કરો. આપ સર્વનાં વચનથી હું ધીરજ રાખવા જાઊં છું પણ કોઈરીતે રેહેતી નથી. જ્યાંસુધી તે બેય બાળકનું મુખ મારી નજરે નથી થતું, ત્યાંસુધી મુને કાંઈજ ચેન

પડતું નથી. હજી મધ્યરાત્રિ છે, પ્રાતઃકાળ થવાને બે પ્રહરની વાર છે, ત્યાંસુધી તો અમારા બેયના પ્રાણ રેહે એવું લાગતું નથી. આ મહારાજ અશ્વપતિ તથા તેમનાં પવિત્ર રાણી માલવી, માત્ર અમારી આશ્વાસના કરવાનેજ શોકનો વેગ દબાવી કાંઈજ જણાવતાં નથી, પણ તેના પ્રાણ પણ પ્રાતઃકાળ સુધી રેહેવા કઠણ છે. જુઓને માત્ર એક દુઃસ્વપ્ન જોવાથીજ એકદમ તેઓ અહિં આવી પોતાં છે, ત્યારે આ સમયે તેને શું નહિ થતું હોય! માટે અમારા ચારેયનું જીવન હવે તમારા હાથમાં છે.

**गौतम**—રાજર્ષિ! જો એમ છે તો આ બે પ્રહર તો હું મારી વિદ્યાની ચમત્કૃતિમાં નિર્ગમન કરાવી દઊં, અને એટલામાં તો ખચિત્ તમે સત્યવાન્ અને સાવિત્રીને દેખશોજ.

**द्युमत्सेन**—ત્યારે તો મોટી કૃપા.

**गौतम**—પણ ઇંદ્રજાળ છે માટે સર્વ લોકોએ આદિથી તે અંત સુધી ધીરજ રાખવી ને જોવી.

**अश्वपति**—આપની આજ્ઞાપ્રમાણે કરશું, માટે આપ તે કામનો તરત આરંભ કરી અમને આભારી કરો.

**गौतम**—(ઉભા થઈને એક મયૂરની પીછી ચોતરફ ફેરવે છે.)

**सर्वे**—(આશ્ચર્યથી દુઃખ ભુલી જઈ જોવાને આતુર થઈ રહે છે.)

---

# इन्द्रजाळ.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—યમરાજની સભા.

**यमराज**—(સિંહાસનઉપર બેશીને ઈશ્વરસ્મરણ કરી ઈશ્વર પ્રાર્થના કરેછે.) હે સર્વશકિતમાન્ જગદીશ્વર! હે દીનબંધો! દયાસિંધો! આખી સૃષ્ટિની બુદ્ધિના પ્રેરક તમે છો. આ સમયે હું આપના આપેલ અધિકારઉપર બેશી કામ ચલાવવાનો છું, તેમાં મારી બુદ્ધિની આપ જેવી પ્રેરણા કરશો તે પ્રમાણે હું મન વચન કર્મથી નિષ્પક્ષપાત રહી કામ ચલાવીશ. કોઈપણ કામમાં ભૂલ થાયછે તે બુદ્ધિના મોહથી અને બુદ્ધિમાં મોહ ન આવે તે આપની કૃપાથીજ, માટે આપ કૃપા કરી મારી બુદ્ધિ નિર્મળ કરશો.

**अश्वपति**—આર્યરાજર્ષિ! જુઓ, યમરાજ જેવાને પણ ન્યાયના સિંહાસનઉપર બેશી કામ ચલાવતાં આવો વિચાર કરવો પડે છે.

**द्युमत्सेन**—પ્રિયસખે! ખરૂંજ તો, ન્યાયના વિષય જેવું બીજું કોઈ કઠણ કામ નથી. એની સૂક્ષ્મતા એવી છે, કે હજારો વર્ષનો અનુભવી પણ કોઈ સમયે ભૂલ ખાઈ જાય છે.

**यमराज**—પ્રિયપ્રધાન ચિત્રગુપ્ત!

**चित्रगुप्त**—આજ્ઞા મહારાજ.

**यमराज**—આજે કેટલા અપરાધિયો આવ્યાં છે, તેમાંથી કેટલાને શિક્ષા કરી છે ને કેટલા પાછળ છે?

**चित्रगुप्त**—મહારાજ! પાપિયોને આપના નિયમપ્રમાણે શિક્ષા કરવાની આજ્ઞા કરી, આપ ઈશ્વરનું આરાધન કરવા પધાર્યા પછી, સઘળાને સૌ સૌનાં કૃત્યપ્રમાણે શિક્ષા આપી દીધી, હવે માત્ર થોડાજ પાછળ છે.

**यमराज**—ત્યારે તેને બોલાવો.

**चित्रगुप्त**—અરે વજ્રતુંડ ! તીક્ષ્ણદંષ્ટ્ર ! અપરાધીઓને હાજર કરો.

**वज्रतुंड अने तीक्ष्णदंष्ट्र**—આજ્ઞા મહારાજ. (એમ કહી અપરાધીને હાજર કરે છે.)

**यमराज**—ચિત્રગુપ્ત ! આ અપરાધીએ કેવાં કેવાં કર્મ કર્યાં છે ?

**चित्रगुप्त**—મહારાજ ! એણે દુષ્ટ નજરથી પરસ્ત્રી સામું જોયું છે.

**यमराज**—વજ્રતુંડ ! જા, એ દુષ્ટની આંખ્યોને ગીધ પક્ષિયોની પાસે કઢાવી નાંખજે, પાછી તેને આંખ્યો આવે એટલે પાછો કઢાવી નાંખજે, એમ જેટલાં નિમિષ એણે પરસ્ત્રી જોયામાં દુષ્ટ દૃષ્ટિ કરી હોય, તેટલા હજાર વર્ષો સુધી મારા કેહેવાપ્રમાણે શિક્ષા થઈ રહે, ત્યારે તેને અહિં લાવજે એટલે તેવિષે વિચાર કરવામાં આવશે.

**वज्रतुंड**—આજ્ઞા મહારાજ. (કેહેતો નીકળી જાય છે. અને બીજો અપરાધી ધ્રૂજતો ધ્રૂજતો પ્રવેશ કરે છે.)

**यमराज**—અરે ચિત્રગુપ્ત ! આનાં કેવાં કૃત્યો છે ?

**चित्रगुप्त**—કૃપાનાથ ! એણે અવળા શાસ્ત્રોના ઉપદેશ કર્યા છે, વેદ, દેવ અને બ્રાહ્મણોની નિંદા કરી છે, લોકોને ખોટી સલ્લાહો આપી છે અને સત્ય તો બોલ્યોજ નથી.

**यमराज**—(ક્રોધ કરીને) ધિક્કાર છે દુષ્ટ, તારાં જન્મ અને જીવીતને. અરે તીક્ષ્ણદંષ્ટ્ર ! જા, એની જીભ થડમાંથી કાપી લે. જેટલા અક્ષરો તે ખોટા બોલ્યો હશે અને જેટલા અક્ષરો એણે ખોટા સમજાવ્યા હશે, તેટલાં હજાર વર્ષ સુધી તેની જીભ નવી નવી થતી આવશે ને તે તું કાપતો જજે, ત્યાર પછી અહિં લેઈ આવજે.

**तीक्ष्णदंष्ट्र**—આજ્ઞા મહારાજ. (કહી અપરાધીને લેઈ નીકળી જાયછે અને ત્રીજો અપરાધી પ્રવેશ કરે છે.)

**यमराज**—ચિત્રગુપ્ત! આ અપરાધીનાં કેવાં કૃત્યો છે?

**चित्रगुप्त**—મહારાજ! એનાં પાપનો તો પારજ નથી. એણે તો મિત્ર મિત્રમાં, ભાઈ ભાઈઓમાં, બાપ દીકરામાં, મા દીકરીમાં, સ્નેહી સ્નેહીમાં અને ધણી ધણીયાણીમાં ફાંટા પડાવ્યા છે, કજીઆ કરાવ્યા છે અને કલેશ તથાં કુસંપ કરાવ્યા છે.

**यमराज**—જા દુષ્ટ, તું તારૂં મો મને દેખાડીશ નહિ. અસિરોમન્! જા, આ દુષ્ટ ચાંડાળના દેહને કરવતીથી વેરાવી નાંખ. જેટલી વાર પાછો સંધાય એટલી વાર પાછો વેરાવજે. અને એક લાખ વર્ષ પછી પાછો તેને મારી પાસે લાવજે.

**असिरोमा**—આજ્ઞા મહારાજ. (કહી નીકળી જાય છે અને ચોથો અપરાધી પ્રવેશ કરે છે.)

**यमराज**—ચિત્રગુપ્ત! બોલો.

**चित्रगुप्त**—એણે સર્વનાં અંતઃકરણ બાળ્યાં છે.

**यमराज**—અરે કાળમુખ! જા, એને લોઢાની તપાવેલ રેતીમાં દાટી રાખજે.

**काळमुख**—આજ્ઞા મહારાજ. (એમ કહી નીકળી જાય છે.)

**द्युमत्सेन**—સખે, અશ્વપતિ! શા યમરાજના નિયમો છે? જેને જેવા ઘટે તેવાજ દંડ કરે છે.

**अश्वपति**—ત્યારેજ તે ધર્મરાજ કેહેવાય છે.

**शैब्या**—પ્રિયંસખિ, માલવિ! સ્નેહીનાં મન જુદાં પડાવનારને કરવતીથી વેરવાનો હુકમ સાંભળી હું બહુ રાજી થઈ.

**मालवी**—ખરૂં છે, મોટામાં મોટું પાપ એજ છે, કે જે એહીનાં પરસ્પર બંધાણેલ મન જુદાં પાડવાં.

**ऋषियो**—(પરસ્પર) અહો આ મહાનુભાવ મુનિરાજ ગૌતમજીએ તો પોતાની ઈન્દ્રજાળવિદ્યા બતાવતાં સંસારની ઈન્દ્રજાળથી છુટી જવાનો માર્ગ બતાવ્યો છે.

(એટલામાં પાંચમો અપરાધી પ્રવેશ કરે છે.)

**यमराज**—ચિત્રગુપ્ત! આનું શું પાપ છે?

**चित्रगुप्त**—એણે ચાડિયાપણું કર્યું છે અને માતાપિતા તથા સદ્ગુરૂની નિંદા કરી છે.

**यमराज**—મકરમુખ! જા, એની જીભ ચીરીને બે કરી નાંખ.

**मकरमुख**—જેવી આજ્ઞા. (એમ કહી નીકળી જાય છે અને છઠ્ઠો અપરાધી પ્રવેશ કરે છે.)

**यमराज**—ચિત્રગુપ્ત! બોલો.

**चित्रगुप्त**—આણે માતાપિતા, વેદ, દેવ બ્રાહ્મણ અને સદ્ગુરૂની નિંદા ઘણાજ આનંદથી સાંભળી છે.

**यमराज**—વક્રતુંડ! જા, લોઢાંના તપાવેલ ખીલાઓ તેના કાનમાં ખોશી દે.

**वक्रतुंड**—આજ્ઞા મહારાજ. (કહી નીકળી જાય છે અને સાતમો અપરાધી પ્રવેશ કરે છે.)

**यमराज**—ચિત્રગુપ્ત! આનાં શું પાપ છે?

**चित्रगुप्त**—આણે દેવાલયો તોડાવ્યાં છે, પીયાવા તોડ્યા છે અને સારી સભાઓ પાડી નાંખી છે.

**यमराज**—અરે પિંગાક્ષ! જા, એની ચામડી ઉતરડી લે.

**पिंगाक्ष**—આજ્ઞા મહારાજ. (કહી નીકળી જાય છે.)

**યમરાજ**—ચિત્રગુપ્ત! હવે છે કોઈ?

**ચિત્રગુપ્ત**—નહિ મહારાજ! આજે એટલાજ બાકી હતા.

**યમરાજ**—ચિત્રગુપ્ત! કાલે જે દુષ્ટ જારકર્મ કરનાર આવ્યો હતો, તેને તમે પાસે રહી તપાવેલી લોઢાની સ્ત્રીસાથે મેળવ્યો હતો?

**ચિત્રગુપ્ત**—હા, મહારાજ! કાલે તો આખો દિવસ તે દુષ્ટને દંડ દેવામાંજ ગયો હતો.

**યમરાજ**—ચિત્રગુપ્ત! ખરે, હું જ્યારે જારકર્મ કરનારને દેખું છું, ત્યારે એટલો તો રોષનો જોસ આવે છે, કે આ લાખો નરકની ખાણો છે તે સર્વમાં નાખીયે તો પણ હજી નરકની ખાણો એને માટે ઓછી છે.

**ચિત્રગુપ્ત**—આપનું કેહેવું યથાર્થ છે. મુખ્ય ધર્મનો અસ્તજ જારકર્મથી થાય છે અને સર્વ પાપની પ્રવૃત્તિ પણ જારકર્મથીજ થાય છે, માટે તેને તો જેટલો દંડ દઈએ તેટલો ઓછો છે.

**યમરાજ**—આપણે આજ કયું નરક તપાસવાનું છે?

**ચિત્રગુપ્ત**—આજે મહારૌરવ નરક તપાસવું છે.

**યમરાજ**—ઠીક છે ચાલો. (એમ કહી ઉભા થાય છે અને ચિત્રગુપ્તનો હાથ ઝાલી રૌરવ નરક તપાસવા નીકળી જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

**સ્થળ**—મહારૌરવ નરક.

**પાપીઓ.**

**પેહેલો પાપી**—(પોતાની સાથે પડેલા સામું જોઈને) ભાઈઓ! હવે હું કહું છું, કે કોઈએ પાપકર્મ કરવું નહિ. પાપકર્મ કરવાથી મુને જે જે ખમવું પડ્યું છે, તે હું કહી શકતો નથી. આજે

હજારો વર્ષ થયાં હું આ રૌરવ નરકમાં પડ્યો છું. (નિસાસો નાંખીને) અરે દૈવ! ક્યારે છુટી શકાય. (મૂર્છા ખાતાં પડી જાયછે.)

**બીજો પાપી**—અરે ભાઈ! તું તો એક રૌરવથી આવો ગાભરો બની ગયો છે, પણ હું તો અઠાવીશે મહાનરકમાં જઈ આવ્યો છું. એની વેદનાઓ એક બીજીને ભુલાવે એવી છે.

**ત્રીજો પાપી**—આપણા સાથમાં બે ત્રણ નરક ફરી છુટી જાય એવો તો કોઈ નહિજ હોય.

**ચોથો પાપી**—ગમે એટલી પીડા ભોગવવી પડે, પણ જો હું છુટું અને મુને નઠારા માર્ગે ચડાવનાર જે હતા તેઓને ઓળખું, તો તે દુષ્ટોના શસ્ત્રથી તલ તલ જેટલા કટકા કરી નાખું.

**પેહેલો પાપી**—ભાઈઓ, જો આમાંથી છુટિયે તો હવે કોઈ દિવસ કાંઈ પાપ ન કરિયે. હાય હાય! ધિક્કાર મારાં જન્મ અને જીવીતને, કે હું કેવાં ઉત્તમ કુળમાં અવતરી એક દુષ્ટ વેશ્યાના સંગમાં ફશાયો, મારી કુલીન પતિવ્રતા સ્ત્રીનો મેં ત્યાગ કર્યો, અને મારાં વૃદ્ધ માવતરનું મેં ભરણપોષણ કર્યું નહિ. અરે હાય હાય! હવે હું અહિંથી કેમ છુટુંજ? ત્યાં પણ શું તેને તેજ માવતરને પેટ જન્મ મળે? અને શું તે પવિત્ર સ્ત્રી પાછી પ્રાપ્ત થાય, કે જેથી મારા પશ્ચાત્તાપનું શમન થાય? કદિ નહિ. નરકમાંથી તો કોઈ દિવસ છુટાશે, પણ આ પશ્ચાત્તાપની શાંતિ તો કોઈ દિવસ થવાની નહિ.

**બીજો પાપી**—ઓ માતા! ઓ પિતા! ઓ ભાઈઓ! કોઈ મને છોડાવો, મારાથી હવે આ વેદના ખમાતી નથી. હાય હાય! મેં ખટ્પટ કરવામાં અને દગાબાજી કરવામાં પાછું વાળી જોયુંજ નથી. અરે મારા દુષ્ટ મિત્રોએ પણ મુને અવળાજ માર્ગે

ચડાવ્યો, પણ તે સમયે યૌવનમદના અંધાપાથી મારાથી કાંઇ જોવાયું નહિ.

**ત્રીજો પાપી**—અરે દુષ્ટ જીવ! તને જે શિક્ષા મળે તેને તું લાયક છે. કેવા કેવા ગુરૂજનો, કેવા કેવા પવિત્ર મિત્રો અને કેવા કેવા સ્નેહિયોના અનેક ઉપકારો ભુલી જઈ, માત્ર પોતાના થોડાજ સ્વાર્થને માટે તું કૃતઘ્ની થયોછે? કૃતઘ્ની તો કોઈ દિવસ નરકમાંથી છુટતોજ નથી.

**ચોથો પાપી**—હાયરે! મુને આવી ખબર ન હતી, કે જે હું એકાંતમાં કાંઈ કામ કરૂં છું તે કોઈ દેખે છે, અને છેવટ તેની શિક્ષા મને મળવી છે. હાય હાય! મેં કાંઈજ વિચાર ન કર્યો. પેલા બીચારા ભોળા બ્રાહ્મણે મારે ઘેર થાપણ મેલી હતી તે મેં ઓળવી. અરેરે! મને શું સુજ્યું? એનું કેવું અંતઃકરણ બળતું હશે? પોતાનું સર્વસ્વ જાય એ કાંઈ ઓછું દુઃખ છે?

**પાંચમો પાપી**—મેં તો મદિરા, માંસ અને ચરબી ખાવામાં કે નિર્દોષ પ્રાણિયોના એક પાશેરના પેટ માટે પ્રાણ લેવામાં ખામીજ રાખી નથી. વળી કેટલાકની લાંચો પણ લીધી છે. હાયરે! મારો છુટકો કેમ થશે? મુને એમ લાગે છે કે આ એકને એક નરક છે, તોપણ પાપ ફેરે પીડામાં પણ ફેરજ હશે. વોયરે માડી! મારા જેવી પીડા કોઈને નહિ લાગતી હોય.

**છઠ્ઠો પાપી**—અરે હાય હાય! મારાં કુકર્મોથી મુનેજ ત્રાસ છુટેછે. માત્ર થોડા દિવસો જીવવું, તેટલામાં પોતાના સુખને માટે, ઓ દીકરિયો અને બેનો! મેં તમને વેચી ને ભડવાપણું કર્યું. તેમ પરદારાની પણ લાજ લુટવામાં કસુર રાખી નહિં. વોયરે!

આવાં કર્મ કરી હું જીવ્યો, તે કરતાં માતાનાજ ગર્ભમાં નાશ પામ્યો હોત તો સારૂં હતું.

**सातमो पापी**—ધિક્કાર, ધિક્કાર, મને અને મારી દુષ્ટ બુદ્ધિને. મેં મારાવિષે પવિત્ર બુદ્ધિથી ભક્તિ કરતાં મારાં બાળકોપ્રત્યે પણ સારી નજર ન કરી. તેઓ બિચારાં મને ગુરૂ ને ઈશ્વર એમ ગણતાં અને હું તેઓ પ્રત્યે જુદાજ વિચાર કરતો હતો. યમરાજા પાસે તો શું પણ હું મારા મનમાં વિચાર કરૂં છું, ત્યાં પણ મારાથી હુંજ શરમાઉં છું, કે હું કેવા પ્રકારથી ઉચું મોઢું કરી મુને છોડી મૂકવા અરજ કરૂં.

(એમ પોતપોતાનાં પાપો સંભારી સઘળા રડે છે.)

**अश्वपति**—રાજર્ષિ! ઈંદ્રજાળથી જે લાભ મળ્યોછે તે અલૌકિક છે.

**द्युमत्सेन**—પ્રિયમિત્ર અશ્વપતિ! મહાત્માઓના સંગનો એજ ચમત્કાર છે.

**शैब्या**—સખિ માલવિ! આવાં પિડાતાં પાપીજનોને દેખી યમરાજને કોઈ સમયે દયા નહિ આવતી હોય?

**मालवी**—જેનું જે કામ તે ઉપર દયા આવે ત્યારે તે કામ કેમ ચાલે?

(એટલામાં યમદૂતો ચિત્રગુપ્ત અને યમરાજા પ્રવેશ કરે છે.)

**यमदूतो**—અરે દુષ્ટ નારકી લોકો! કુતરાની પેઠે કેમ કોલાહલ કરી રહ્યા છો? ચુપ થઈ જાઓ, મહારાજા પધારે છે.

**यमराज**—એ લોકો શું કહે છે?

**चित्रगुप्त**—એ તો બિચારાં પોતાનાં કર્મનો પસ્તાવો કરતાં હશે.

**यमराज**—પછવાડેથી કરેલો પસ્તાવો શું કામ આવે? પ્રથમ વિચારવાનું છે. આ જગતમાં સુખ શું છે? શું ખોટું છે? શું કરવાનું છે? શું ન કરવાનું છે? એ તો સમજવું જોઈએ? પણ

તે તો કાંઈ નહિ, અકૃત્યનેજ કૃત્ય, અભક્ષ્યનેજ ભક્ષ્ય, અદેવનેજ દેવ, અને અહિતનેજ હિત સમજી મદોન્મત્ત થઈ ફરે, ત્યારે તો પછી પસ્તાવુંજ પડેજ તો. એમાં પોતાના મનવિના કોઈનો વાંક નથી.

**चित्रगुप्त**—મહારાજ! આપનું કેહેવું યથાર્થ છે. એ દુષ્ટો તે સમયે "અમેજ વિદ્વાન્, અમેજ ડાહ્યા, દેવપણ અમેજ અને વિચારવાન્ પણ અમેજ છિયે, બીજો કોઈજ નહિ," એમ ગણતા હોય પછી તે શાસ્ત્રો શું કરવા સાંભળેજ?

**यमराज**—શાસ્ત્રો શું સાભળે? જુઓ ને આ કર્મચંડાળ ઉભો. એણે ઘણાંય શાસ્ત્રો વાંચેલાં છે ને મોટો ધર્મગુરૂ થયો હતો, પણ એનાં કૃત્યો ક્યાં તમે નથી જાણતા? ચંડાળજાતિમાં પણ તેવાં કર્મ કરનાર નથી જોવામાં આવ્યો. એ દુષ્ટને તો જેટલી શિક્ષા થાય છે તે ઓછીજ છે. (એમ કહી દંડ ઉપાડે છે ત્યાં તે ભયભીત થઈ પડી જાય છે.)

**चित्रगुप्त**—મહારાજ, મહારાજ! ક્ષમા કરો. એતો એના કર્મથી મુએલાજ પડ્યા છે, એને આપ શું મારશો? (વ્યાઘ્રમુખ અને વરાહમુખ પ્રવેશ કરીને શસ્ત્ર નાખી દેઈ પગમાં પડે છે.)

**यमराज**—અરે વ્યાઘ્રમુખ અરે વરાહમુખ! તમે આવા કેમ દીન જેવા બની ગયા છો? આ શસ્ત્રો તમે શા માટે છોડી દ્યો છો?

**व्याघ्रमुख**—આપની ઘણા દિવસ ચાકરી કરી મહારાજ, હવે આપની ચાકરી કરવાની નથી.

**यमराज**—તેનું કારણ શું?

**वराहमुख**—કાંઈ નહિ મહારાજ, કાંઈજ નહિ. અમારી એવી શક્તિ નથી, કે આપની ચાકરી કરી શકિયે.

**चित्रगुप्त**—પણ કારણ તો કોહો?

**व्याघ्रमुख**—ટુંકામાં એટલુંજ, કે જો ચાકરી કરાવવી હોય તો અમે હજુરમાં રેહેશું ને કોઈને લેવા નહિ જઈએ.

**यमराज**—પણ તમારે તે કામમાં દુ:ખ શું છે, તે મારે જાણવું જોઈએ.

**व्याघ्रमुख**—મહારાજ! મહાપ્રધાન ચિત્રગુપ્તની આજ્ઞાથી અમે રાજકુમાર સત્યવાન્‌ને લેવા ગયા હતા.

**वराहमुख**—નહિ, આવવાનો દિવસ તો કાલે છે, પણ અગાઉથી તે જગ્યા જોવા ગયા હતા.

**व्याघ्रमुख**—હા, હું બોલતાં ભુલ્યો. પણ ત્યાં આશ્રમમાં અમારાથી પેશી ન શકાયું, તેથી કરીને કેટલાંક શીતોપચારનાં સાધનો સાથે લેઈ ગયા; તોપણ અમારાથી તે આશ્રમનું તેજ સહન ન થયું.

**यमराज**—એવું તે તેજ કેનું છે?

**व्याघ्रमुख**—સત્યવાન્‌ની પવિત્ર પતિવ્રતા સ્ત્રીનું. તેજ અમને બાળી નાંખે છે. અમે આજે બળાત્કારથી તે આશ્રમમાં તો ગયા, પણ તેની પર્ણકુટી દસ હાથ છેટે રહી એટલે અગ્નિની જ્વાળા જેમ લાગે તેમ અમારાં અંગ બળી ગયાં. જુઓ આ ચામડી બળીને કાળીમેશ થઈ ગઈ છે. (પોતાનું શરીર દેખાડે છે) મહારાજ! હવે વિચારો, કે અમે કેવી રીતે તેને અહિં લઈ આવી શકિયે? વખતસર હાજર ન થાય તો આપ અમને દંડ કરો, તેથી અમે તો હવે કાયર થઈ ગયા છિયે.

**यमराज**—નહિ નહિ, કાંઈજ હરકત નહિ, એવે સ્થાનકે તમારે જવાનું નથી, હુંજ જઈશ. ચિત્રગુપ્ત! ચાલો હવે આપણે જઈએ, મારે પાછું ત્યાં જવું જોશે. (એમ કહી નીકળી જાય છે.)

**માલવી અને શૈબ્યા**—રખેરે આ વિચાર આપણા સત્યવાન્‌ને માટેજ હોય!

**અશ્વપતિ**—જે હશે તે હમણાં જણાશે, આપણું કાંઇ બળ છે? આપણે બેઠાં બેઠાં.જોવું.

**દ્યુમત્સેન**—એમજ, હું પણ આપના વિચારને મળતો છું.

---

### પ્રવેશ ૩ જો.

સ્થળ—વનભૂમિ.

**સાવિત્રી અને સત્યવાન્.**

**સત્યવાન્**—પ્રિયા! આપણું આ વનમાં આવવું થવાથી આપણાં માયાળુ માવતરને એક દિવસ તે એક વર્ષ જેવડો થઇ પડશે.

**સાવિત્રી**—હા, પ્રાણનાથ! આપણે જેમ બને તેમ વેહેલું જવું.

**સત્યવાન્**—હાજ તો, જેમ માયાળુ માવતરને આપણી ચિંતા છે, તેમ આપણે પણ તેની ચિંતા છે.

**શૈબ્યા અને માલવી**—(હર્ષથી ઉભાં થઇને) પુત્ર, પુત્ર, સત્યવાન્! પુત્રિ, સાવિત્રિ! અમે તો સર્વ તમારી પાસેજ છિયે.

**અશ્વપતિ**—મહાદેવિ! તમે સ્મરણ રાખો કે આ ઇંદ્રજાળ છે.

**શૈબ્યા અને માલવી**—(નિરાશ થઇ નિશ્વાસ નાખીને) હે દૈવ! અમને ખરા સત્યવાન્ અને ખરી સાવિત્રીનાં દર્શન ક્યારે થશે? (એમ કહી રૂવે છે.)

**દ્યુમત્સેન**—દેવિ શૈબ્યા! વત્સે માલવિ! માણસને જ્યારે સાક્ષાત્ પ્રિયજન• દૂર હોય ત્યારે તેની છબીથી દિન નિર્ગમન કરે છે, તો આપણે સત્યવાન્ અને સાવિત્રીની છબીરૂપ આ ઇંદ્રજાળને

ગણીને પણ સંતોષ પામી, રાત્રિ નિર્ગમન કરવી. માટે ધીરજ રાખી જે જે ઇંદ્રજાળમાં જોવામાં આવે તે જોયા કરવું.

**शैब्या**—પ્રાણનાથ! આપની આજ્ઞાને હું અનુકૂલ રહીશ.

**मालवी**—આર્યરાજર્ષિ! હું પણ આપની આજ્ઞાપ્રમાણે સાવધાન રહી જોયા કરીશ.

**सत्यवान्**—પ્રિયા! જુઓ આ આંબાનું સુંદર ઝાડ છે. તે કેવું પોતાના ફળના ભારથી નમી રહ્યું છે?

**सावित्री**—પ્રાણનાથ! એથી તો એ સદાચાર બતાવે છે, કે સત્પુરૂષોને જેમ જેમ ફળની પ્રાપ્તિ થતી જાય, તેમ તેમ નમ્ર થવું.

**सत्यवान्**—હા, પ્રિયા! જુઓ, આ માધવીની શોભા કાંઈ જુદાજ પ્રકારની છે! તમારા જેવી પતિવ્રતા, જેમ પોતાના યશથી પ્રકાશિત થઈ રહે, તેમ આ પોતાનાં ધોળાં પુષ્પોથી પ્રકાશિત થઈ રહી છે.

**सावित्री**—પ્રાણનાથ! આ નાગકેશર અને કદંબ જાણે કે કેમ બે મિત્રો સાથે ઉભા હોય, તેવા લાગે છે.

**सत्यवान्**—હા, પ્રિયા! જુઓ આનીકોરે ચક્રવાકી, ચક્રવાક નજીકમાં છે તોપણ તેને ન દેખતાં કરૂણા આવે તેવી દશામાં ચારેકોર ભટકે છે.

**सावित्री**—(નિશ્વાસ નાંખીને સ્વગત) અરે દૈવ! આજની રાત્રિ કેવી થશે તે કાંઈ મને સુજતું નથી. મહામુનિ નારદજીને કહેલ દિવસ આજેજ છે તેથી મારૂં હૃદય કંપે છે.

**सत्यवान्**—પ્રિયા! શું વિચાર કરો છો?

**सावित्री**—કાંઈ નહિ, પ્રાણનાથ! કંઈ નહિ.

**सत्यवान्**—તમારૂં મુખ ઉદાસિ જેવું લાગે છે.

**સાવિત્રી**—એતો આ ચક્રવાકી જોવાથી, પતિવ્રતા સ્ત્રિયો પોતાના પતિથી જુદી પડે છે, ત્યારે કેવી દશા થાય છે, એ સ્મરણ આવવાથી મારૂં મન વિચારમાં ઉતરી ગયું હતું.

**સત્યવાન્**—ચાલો હવે આપણે ફળફૂલ લેઇએ. (એમ કહી ફળફૂલ લેવા મંડે છે.)

**માલવી**—પ્રાણનાથ! આપ કહોછો કે આ સર્વ ઈંદ્રજાળ છે, પણ હમણાં સાવિત્રીએ જે ઉદાસી સ્વગતમાં બતાવી, તેથી તો લાગે છે કે તે ખરીજ સાવિત્રી છે.

**અશ્વપતિ**—ઈંદ્રજાળમાં કાંઇજ અસંભવિત હોતું નથી.

**સત્યવાન્**—પ્રિયા! હવે પુષ્કળ ફળો થયાં છે, અને ફૂલો પણ ઘણાં થયાં છે, માત્ર હવે સમિધો લેવાનાં છે તે હું આ કુવાડાથી પાડી લઊં.

**સાવિત્રી**—આજે મુને આજ્ઞા કરો તો હુંજ સમીધો પાડી લઊં.

**સત્યવાન્**—(હશીને) પ્રિયા! તમે આ કોમળ હાથથી કુવાડો ઉપાડી શકો એ મને તો આશ્ચર્ય લાગે છે. (એમ કહી લાંકડાં પાડવાનો આરંભ કરે છે. ઘડીવાર લાંકડાં પાડી તરત કુવાડો નાંખી દેઈ બેશી જઈને) પ્રિયા! મારાં માથાંમાં વ્યથા બહુ થાય છે.

**સાવિત્રી**—(સ્વગત) હવે શું થશે! હે દેવ, દયાસિંધો, દીનબંધો, મૃત્યુ યમ! આ મારા પ્રાણનાથની રક્ષા કરજો. (પ્રકાશમાં) પ્રાણનાથ! લાંકડાં કાપવાના શ્રમથી આપને તે વ્યથા થઈ હશે. જરા આપ નિદ્રા લહો તો સુખ આવી જશે.

**સત્યવાન્**—પ્રિયા! તે ખરૂં પણ આપણે નિદ્રા કરવાથી માતાપિતાની પાસે જતાં વિલંબ થશે તો તેને બહુ ચિંતા થશે.

**દ્યુમત્સેન**—ધન્ય, સત્યવાન્ ધન્ય.

**અશ્વપતિ**—(આંખમાં અશ્રુ લાવતાં) આવાં પણ પુત્રરત્નો પૃથ્વિમાં હોય છે.

**સાવિત્રી**—પ્રાણનાથ! હું તરત આપને જગાડીશ, હજી દિવસ ઘણો છે.

**સત્યવાન્**—ઠીક ત્યારે. (એમ કહી સાવિત્રીના ખોળામાં માથું મેલી સુવે છે.)

**સાવિત્રી**—(પોતાના ઉતરીય વસ્ત્રથી ભર નિદ્રામાં ઊંઘી જતા પોતાના પ્રાણનાથને પવન નાખે છે અને તેના કુશળને માટે નિત્યને પ્રમાણે ઈશ્વરપ્રાર્થના કરે છે.)

(કરીયે શ્રીકૃષ્ણ ઉપાસના—એ ઢાળ.)

કરજો કુશળ મારા કંથનું, દીનનાથ દયાળ;
સુખમાં સુવારી ઉઠાડજો, હે પ્રણતપ્રતિપાળ! કરજો.

સાચાં પિતામાત છો તમે, આખાં વિશ્વના ઈશ!
ત્યારે વિશેષ હું શું કહું? આપને જગદીશ! કરજો.

શેષ સહસ્ત્રમુખે કરી, ગુણ ગાય અપાર;
મુનિવર મથન કરી મુઆ, પામ્યા તોય ન પાર. કરજો.

જ્ઞાન અને ગુણ છે નહિ, નથી વિનય વિચાર;
એક મુખે શું હું વર્ણવું, આશુતોષ આ વાર. કરજો.

પામ્યા પરમ સુખ કેક તો, પામ્યા કેક પ્રતાપ;
કરૂણાકટાક્ષ કરી તમે, ટાળ્યા કેકના તાપ. કરજો.

રાયને રંક કર્યા તમે, રંકને તેમ રાય;
દીનજનોને સદા કરી, આપે અધિક સહાય. કરજો.

ધામ ધરા ધન મેળવી, સૌમ્ય પામ્યા અનેક;
આપના પૂણ્યપ્રતાપથી, રહી કૈકની ટેક. કરજો.
આપની આપ મોટાઇને, જોઇને મહારાજ;
આશા દાસીની દયાનિધિ! પૂર્ણ કરવાને કાજ. કરજો.

(થોડીવાર વિશ્રામ લઇને બીજી પ્રાર્થના કરે છે.)

(કાને કેણે દીઠા ગિરિધારી—એ પ્રમાણે.)

કુશળ મારા કંથતણું કરજો,
અંતરયામી અરજ ઉરે ધરજો;
દીનાનાથ દુઃખ બધાં હરજો. કુશળ.
નથી જપ તપ મેં કશું કીધું,
નથી દાન દીનને કંઇ દીધું;
નથી હરિનામ મુખે લીધું. કુશળ.
નથી ભાવભક્તિ હરિચરણે,
ચાલી નથી ચોપે સદાચારણે;
હવે હું છું આપતણે શરણે. કુશળ.
કરી નથી પૂજનમાં પ્રીતિ,
જાણું નહિ નીતિતણી રીતિ;
ગયું વય એમજ આ વીતી. કુશળ.
પ્રભુ આપનાજ પ્રતાપથકી,
સદા સુખ પામે સહુ એ નકી;
વિશ્વંભર એવી મને છે વકી. કુશળ.
નહિ કોઇ જાણે તમારી ગતિ,
મારી કોણ માત્ર કહો ને મતિ;
તમે ત્રિગુણાત્મક વિશ્વપતિ. કુશળ.

ભૂધર ભવસાગર આ ભારે,
આશા એક આપની છે મારે;
રહી આપને એક આધારે. કુશળ.
કઠણ કાળે કેરી ગતિ કે, છે,
ધીરજ સર્વ જનની હરી લે તે;
શંકા કરવા અવસર એ દે છે. કુશળ.

(હૃદય ભરાઈ આવવાથી થોડીવાર વિશ્રામ લઈને)

**(शार्दूलविक्रीडित).**

આદિ અંત વિહીન દીનજનના બંધુ દયાંભોનિધિ!
વિશ્વાધાર વિપદ્વિનાશક વિધાતા વિશ્વના હે વિધિ!
અંતર્યામિ અહીં અહર્નિશ મને છે આપનો આશરો,
આ મારા મ્રિયમાણ પ્રાણપતિની વિશ્વેશ રક્ષા કરો.

(એમ બોલતાં સત્યવાનના શરીરઉપર અસાધ્ય થઈ નમી જાય છે, એટલામાં સૂર્યસરખી કાંતિવાળો, રાતાં વસ્ત્રવાળો, માથે જટાવાળો, શામવર્ણવાળો, રાતાં નેત્રવાળો, કોઈ પુરૂષ હાથમાં પાશ લેઈ આકાશમાંથી ઉતરી સત્યવાન્ પાસે આવી તેને જોતો ઉભો રહેછે.)

**सावित्री**—(જાગૃત થતાં પુરૂષને જોઈ નારદજીનું વચન સંભારી, નારદજીનો કહેલજ દિવસ, તેની કહેલજ વેળા અને તેનું કહેલ મુહૂર્ત્ત આ છે એમ વિચારી ધીરેથી સત્યવાનનું મસ્તક પોતાના ખોળામાંથી નીચું મૂકી હાથ જોડી કહે છે.) આપનું શરીર જોતાંજ નકી થાય છે, કે આપ કોઈ દેવ છો, પણ આપ કોણ દેવ છો? અને આપને શું કરવાની ઇચ્છા છે?

**पुरुष**—પુત્રિ સાવિત્રિ! તમે પતિવ્રતા છો, વળી તમે તપ કરેલ છે, માટે હું તમારી સાથે બોલું છું. હું યમરાજ છું.

આ તમારા પ્રાણનાથ સત્યવાન્નું આયુષ્ય પૂર્ણ થયું છે, માટે તેને બાંધી લઇ જવાની મારી ઇચ્છા છે.

**सावित्री**—(સ્વગત) હા દૈવ! દુઃખની વેળા આવી પહોચી! ઠીક, ધીરજવિના આધાર કાંઇજ નથી. (પ્રકાશમાં) ભગવાન્! સર્વ સ્થાનકે જીવને લેવા તમારા દૂતો જાય છે એવું સાંભળ્યું છે, ને અહિયાં આપ પોતેજ આવ્યા છો તેનું શું કારણ?

**यमराज**—પુત્રિ! આ સત્યવાન્, ધર્મવાન્, રૂપવાન્ અને ગુણનો સાગર છે, માટે મારા ચાકરથી લઇ જવા લાયક નથી, એમ ગણી હુંજ તેને લેવા આવ્યો છું.

**सावित्री**—ભગવાન્! આપ દયાળુ છો માટે પ્રાર્થના કરૂં છું, કે એમને બદલે મુને પાશથી બાંધી લેઇ જાઓ.

**यमराज**—પુત્રિ! કોઇને બદલે કોઇને લેઇ જવા હું શકિતવાન્ નથી.

**सावित्री**—ત્યારે તેને બદલે નહિ પણ તેની સાથે મુને લેઇ જશો?

**यमराज**—પુત્રિ! તમારૂં આયુષ્ય પૂર્ણ ન થયું હોય ત્યાંસુધી તેમ કરવા હું શકિતવાન્ નથી. (એમ કહી સત્યવાન્ના હૃદયમાંથી અંગુટમાત્ર પુરૂષને પાશથી બાંધી ખેંચી લે છે અને દક્ષિણ દિશાતરફ તરત ચાલવા માંડે છે.)

**मालवी**—પ્રાણનાથ! ખરેખર મારૂં સ્વપ્ન હતું તેજ આ સમયે દેખાય છે. હા દૈવ, હા દૈવ! પુત્ર સત્યવાન્! હા પુત્રિ સાવિત્રિ! શું તમારી આવી દશા થઇ? (એમ કેહેતાં મૂર્છાગત થઇ પડી જાય છે)

**अश्वपति, द्युमत्सेन अने शैब्या**—(એ પણ એકદમ મૂર્છિત થઇ પડી જાય છે.)

**भारद्वाज**—ગૌતમ! તમારી ઇન્દ્રજાળે તો ઉલટો અનર્થ કર્યો.

**गौतम**—કાંઈ ચિંતા નહિ, એ સર્વને પંખાના પવનથી જાગૃત કરો.

**ऋषिओ**—(સર્વને જાગૃત કરે છે.)

**सर्वे**—(જાગૃત થઈને) અરે મહાત્માઓ! આપને તસ્દી લેવી પડી, મોટી શરમની વાત છે

**ऋषिओ**—કાંઈ ચિંતા નહિ.

**सावित्री**—હે પ્રાણનાથ! હે જીવિતવલ્લભ! આ આપની દીન અનાથ દાસીને વિજનવનમાં મેલી આપ ક્યાં જાઓ છો? (એમ કેહેતાં કેહેતાં ને રોતાં રોતાં યમરાજની પછવાડે ચાલેછે.)

**यमराज**—સાવિત્રિ પુત્રિ! તમે હવે પાછાં વળો. આ સત્યવાનની જે ક્રિયા કરવી ઘટે તે કરો. પતિ પછવાડે જેટલું ચાલવું જોઈએ તેટલું તમે ચાલી ચુકાં છો અને તેથી તમે તેનાં અનૃણી થયાં છો.

**सावित्री**—જ્યાં મારા પતિને તમે લેઈ જશો અથવા તે પોતાથી જ્યાં જશે, ત્યાં મારે જાવું એ મારો સનાતન ધર્મ છે. તપથી, ગુરૂભક્તિથી, પતિનેવિષે પ્રેમથી, વ્રતથી અને આપના પ્રસાદથી આપ જ્યાં તેને લેઈ જશો ત્યાં હું આવી શકીશ. ખરી વાતના જાણનારા વિદ્વાનો સાત પગલાં સાથે ચાલવાથી મિત્રાઈ થઈ ગણે છે, માટે આપને મિત્ર ગણી હું જે કહેવા ઇચ્છું છું તે આપ સાંભળશોજ, એવો ભરોસો છે. જેઓએ ઈન્દ્રિઓ નથી જીતી, એવા લોકો બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ, કે સન્યાસીનો ધર્મ પાળી શકતાજ નથી. ધર્મથી જ્ઞાન થાય છે, માટે ધર્મ સર્વમાં મુખ્ય છે. આ સમયે આપ મારા પ્રાણનાથને લેઈ જવાથી અમારા બેયના ધર્મનો નાશ કરો છો, તે આપને યુક્ત નથી.

**यमराज**—સાવિત્રિ! તમે પાછાં જાઓ, અને તમારી મધુર વાણીથી હું બહુ પ્રસન્ન થયો છું, માટે આ સત્યવાન્‌ના જીવવા-વિના તમારે જે વરદાન માગવું હોય તે માગો, હું આપીશ.

**सावित्री**—ભગવાન્! મહારાજ દ્યુમત્સેનનાં નેત્ર નાશ થયેલ છે, તેમ મારાં માયાળુ સાસુ શૈબ્યાનાં નેત્ર પણ નાશ થયેલ છે, તે બેયને નેત્ર પ્રાપ્ત થાય.

**द्युमत्सेन**—પુત્રિ! તમારા બેયના જવા પછી અમારે નેત્રનું શું કામ છે?

**यमराज**—પુત્રિ! તમારા કેહેવાપ્રમાણેજ થશે. તમને થાક લાગ્યો હોય એવું જણાય છે, માટે હવે અહિં ઉભાં રહો.

**शैब्या**—આર્યપુત્ર! હું ધારૂં છું, કે પુત્રી સાવિત્રીના માગવાથીજ આપણે દેખતાં થયાં છિયે.

**द्युमत्सेन**—દેવિ! સાવિત્રીએ આપણાઉપર જે ઉપકાર કર્યો, તે પોતાને મોઢે કહેત નહિ, માટે ઈંદ્રજાળની વિદ્યાથી આપણને ઠીક ખબર મળી.

**सावित्री**—ભગવાન્ યમરાજ! મારા પ્રાણનાથ સાથે છતાં મારે શ્રમ શો છે? મારા પ્રાણનાથ એજ મારી ગતિ છે. જ્યાં મારા પતિને તમે લેઈ જશો ત્યાં હું આવીશ. એક મારૂં વચન સાંભળો. સત્પુરૂષ સાથે એક ફેરે મળવું તે સંગતિ કેહેવાય છે, ઘણે ફેરે મળવાથી મૈત્રી કેહેવાય છે; સત્પુરૂષની મૈત્રી તો શું પણ સંગતિ એટલે એક ફેરાનું મળવું પણ નિષ્ફળ નથી થતું. એને માટેજ સત્પુરૂષનો સંગ કરવો જોઇએ.

**यमराज**—પુત્રિ! તમારા વચનથી હું પ્રસન્ન થયો છું, બીજું વરદાન માગો.

**सावित्री**—મારા સસરાનું રાજ્ય જે શત્રુઓએ ઝૂંટી લીધું છે, તે તેને મળે અને તે પોતાના ધર્મમાં વર્ત્તે.

**यमराज**—પુત્રિ! તમારા સસરાને તેનું રાજ્ય મળશે અને તે પોતાને ધર્મે વર્ત્તશે. હવે તમે વધારે શ્રમ નહિ લેશો.

**सावित्री**—ભગવન્! ધર્મરાજ! તમે સર્વ પ્રજાને નિયમમાં રાખો છો તેથી યમ કેહેવાઓ છો, માટે આ મારી વાણી સાંભળો.—પ્રાણીમાત્રમાં દ્રોહ ન રાખવો, સર્વઉપર મન વચન કર્મથી અનુગ્રહ કરવો, અને દાન આપવું એ સત્પુરૂષનો ધર્મછે. આ લોક તો અલ્પ શક્તિ અને અલ્પ જ્ઞાનવાન્ છે, પણ સત્પુરૂષો તો શત્રુઉપર પણ દયાજ કરે છે, ત્યારે હું જેવી દીન ઉપર આપ જેવા સત્પુરૂષ દયા કરે એમાં શું કેહેવું.

**यमराज**—પુત્રિ! તરશ્યાને જેવું શીતલ જલ મળે તેવું તમારૂં વાક્ય મુને જણાય છે, માટે સત્યવાન્‌ના જીવવાવિના ત્રીજું વરદાન માગો.

**सावित्री**—પરમ કૃપાળુ ભગવન્, ધર્મરાજ! મારા પિતાને સંતાન નથી માટે તેને સો પુત્ર થાય અને વંશ વધે.

**यमराज**—તમારા પિતાને સો પુત્ર થશે અને તેનો વંશ વધશે; તે સર્વ માલવ કેહેવાશે. હવે તમે પાછાં વળો, ઘણે દૂર આવ્યાં.

**सावित्री**—મારા પતિની સાથે ચાલતાં મુને કાંઈ દૂર જણાતું નથી, પણ ચાલતાં ચાલતાં આપ મારી વાત સાંભળો.—આપ વિવસ્વાન્‌ના પુત્ર છો તેથી વૈવસ્વત કેહેવાઓ છો અને આપ સરખા ધર્મથી પ્રજાને પાળો છો તેથી ધર્મરાજ કેહેવાઓ છો. માણસને પોતાઉપર પણ તેવો વિશ્વાસ નથી થતો કે જેવો સત્પુરૂષઉપર થાય છે, માટે સર્વ લોક સત્પુરૂષનો સ્નેહ

ઇચ્છે છે. પ્રાણીમાત્રને પ્રેમથી વિશ્વાસ થાય છે, માટે સર્વે સત્પુરૂષઉપર વિશ્વાસ કરે છે.

**યમરાજ**—પુત્રિ સાવિત્રિ! જેવાં વચન તમે મને કહ્યાં તેવાં મેં ક્યાંઇ સાંભળ્યાં નથી. સત્યવાન્‌ના જીવનવિના ચોથું વરદાન માગો અને પછી પાછાં વળો.

**સાવિત્રી**—મુને સત્યવાન્‌થી ઔરસ પુત્ર સો થાય અને તેથી વંશ વધે ને તે ઘણા બળવાન્ અને પરાક્રમી થાય, એ હું ચોથો વર માગું છું.

**યમરાજ**—ઘણા બળવાન્ અને પરાક્રમી તમારે સો પુત્ર થશે. હવે તમારે ઘણે દૂર આવવાથી શ્રમ ન થાય એવું હું ઇચ્છું છું.

**સાવિત્રી**—સત્પુરૂષો નિરંતર ધર્મે રહેલ છે, સત્પુરૂષો ક્યાંઇ પીડા પામતા નથી, સત્પુરૂષને સત્પુરૂષનો સંગ નિષ્ફળ નથી થતો, સત્પુરૂષને સત્પુરૂષથી ભય પણ થતો નથી, સત્પુરૂષો સત્યથી સૂર્ય ફેરવે છે, સત્પુરૂષોજ તપથી પૃથ્વીને ધારણ કરી રહ્યા છે, પ્રાણીમાત્રની ગતિ સત્પુરૂષોજ છે, જ્યાં સત્પુરૂષો હોય ત્યાં સત્પુરૂષો પીડાતા નથી, સત્પુરૂષોનો પ્રસાદ નિષ્ફળ થતો નથી, સત્પુરૂષો પાસે અર્થની કે માનની હાનિ થતી નથી, એટલા સદ્ગુણો સત્પુરૂષોમાં નિશ્ચળ છે તેથીજ સત્પુરૂષો સર્વની રક્ષા કરનારા થઇ પડે છે.

**યમરાજ**—પતિવ્રતા પુત્રિ સાવિત્રિ! તમે જેમ જેમ મધુર અને અર્થયુક્ત બોલો છો, તેમ તેમ મારી ભક્તિ તમારામાં વધે છે, માટે તમે નિરૂપમ વરદાન માગો.

**સાવિત્રી**—ભગવાન્ દીનબંધુ દયાસિંધુ ધર્મરાજ! મેં આપની પાસે

સત્યવાન્‌થી ઔરસ સો પુત્રનો વર માગ્યો છે, માટે આપની કૃપાથી આ મારા પ્રાણનાથમાં પ્રાણ પાછા આવે.—

**द्युमत्सेन तथा शैब्या अने अश्वपति तथा मालवी**—ધન્ય ધન્ય, પુત્રિ સાવિત્રિ! ધન્ય છે તમને અને તમારી બુદ્ધિને.

**ऋषियो**—વાહ વાહ! કુલીન સ્ત્રીઓની વૃત્તિ તો એવીજ હોવી જોઈએ.

**सावित्री**—મુને મારા પતિવિના સુખની ઈચ્છા નથી, મુને મારા પતિવિના સ્વર્ગની ઈચ્છા નથી, મુને મારા પતિવિના લક્ષ્મીની ઈચ્છા નથી, અને મુને મારા પતિવિના જીવવાની ઈચ્છા નથી. સો પુત્રનું વરદાન આપેજ મુને આપેલ છે અને મારા પતિને તો આપ સાથે લેઈ જાઓ છો, માટે હું બીજીવાર કહું છું કે મારા પ્રાણનાથ જીવે અને આપનું વાક્ય સત્ય થાય.

**यमराज**—પુત્રિ સાવિત્રિ! માત્ર તમારીઉપર દયા લાવીને આ તમારા પ્રાણનાથને હું મેલી દઊં છું. એ આરોગ્ય અને ચારસો વર્ષનાં આયુષ્યનો થશે, તે ઘણા યજ્ઞો કરી લોકમાં પ્રખ્યાત થશે, તેનાથી તમને સો પુત્ર થશે, તેનો ઘણો વંશ વધશે અને તે વંશના ક્ષત્રિયો સર્વ તમારા નામથી સાવિત્ર કેહેવાશે. (એમ કહી પાશમાંથી સત્યવાન્‌ના જીવને છોડી મેલે છે.)

**सावित्री**—મહારાજ! મોટો અનુગ્રહ કર્યો (કહી પગે લાગે છે.)

**यमराज**—(અંતર્ધ્યાન થઈ જાય છે.)

**सावित्री**—(સ્વગત) ધર્મરાજ તો પધાર્યા, હવે હું ત્વરાથી મારા પ્રાણનાથ પાસે પોચી જાઊં. (એમ કહી નીકળી જાય છે.)

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—વન ભૂમિ.

**સત્યવાન્**—(પૃથ્વીઉપર સુતાં સુતાં આંખ્યો ઉઘાડ્યાવિના જીવ આવવાથી) પ્રિયા સાવિત્રિ! પ્રિયા સાવિત્રિ! હવે આપણે ચાલશું? કેમ બોલતાં નથી? પ્રિયા! મુને નિદ્રા આવી જવાથી આપણે આશ્રમ જવાનું તમે સંભાર્યું નહિ એ ઘણુંજ ખોટું કર્યું.

**શૈબ્યા**—(માલવીને) પુત્ર સત્યવાનનું રટણ તો માત્ર ઉતાવળથી આશ્રમે આવવાનુંજ છે.

**સત્યવાન્**—પ્રિયા! જરા પાસેની વાવમાંથી પાણી લેઈ આવો તો હું મારી આંખ્યો ધોઈ નાંખું. (પોતાના માથાં નીચે હાથ ફેરવીને) અરે! આ શું આશ્ચર્ય જેવું?! મારા માથાંમાં વ્યથા થવાથી હું સુતો હતો, તે સમયે મારૂં માથું મારી પ્રાણપ્રિયાના ખોળામાં હતું, અને તે એટલીવારમાં ક્યાં ગયાં હશે? (આકાશસામે નજર કરીને) અરે શું રાત્રિ થઈ ગઈ છે? હા દૈવ, હા દૈવ! અરે દૈવનોજ કોપ થયો; જો તેમ ન હોય તો સાવિત્રી જેવી ઉત્તમ કુલીન સ્ત્રી તે વનમાં આવવા હઠ કરે? શું માયાળુ માતાપિતા રજા આપે? અને હું વનમાં આવી ગાફલ રહી નિદ્રા કરૂં? એ સર્વ એક સમયે કેમ થવું સંભવે? (ઉઠવા જતાં) અરે, હાય હાય! મારી શક્તિ પણ સાવિત્રી સાથેજ ગઈ કે શું? અરે એમજ. હું ઉભો થવા જાઊં છું તો માથામાં ચકર આવે છે, આંખે અંધારાં આવે છે અને શરીરમાં કંપ છુટે છે. જે ન થાય તે ઓછું. અથવા, રખેરે મને, સ્વપ્ન થયું હોય? સાવિત્રી મુને નિદ્રામાં મેલી કદી પણ દૂર જાયજ નહિ.

(ધીરધીરે ઉઠી અને ચોતરફ નજર કરીને સ્વગત) નહિ નહિ, સ્વપ્ન તો નહિંજ; મુને નિશ્ચય થાય છે, કે હું જાગું છું. (વિચાર કરીને) પણ કોઈ રીતે સાવિત્રીનું આવી રીતે જવું સંભવતું નથી. કદી મુને નિદ્રા ઘણી આવી જવાથી, 'ચાર ઘડી દિવસ બાકી હોય એટલામાં તમે નહિ આવો તો અમારા પ્રાણ નહિ રહે એમ માતાપિતાએ કહ્યું છે તેથી હુંજ આશ્રમે જઈને ખબર દેઈ આવું, કે કાંઈ ચિંતા કરશો નહિ, જ્યારે એ નિદ્રામાંથી જાગશે કે તરત હું તેમને આશ્રમે લેઈ આવીશ,' એમ તો વિચાર નહિ કર્યો હોય? (થોડીવાર રહિને) અરે મન! શું ખોટા તર્ક કરે છે? શું સાવિત્રીને આ ઘાટાં વનમાંથી એકલાં આશ્રમે જતાં હિમ્મત ચાલે? કદી નહિ. પ્રિયા, પ્રિયા, ઓ પ્રાણપ્રિયા! ક્યાં છો? (નિશ્વાસસહિત) અરે હાય હાય, કોઈએ બોલતું નથી. મેં જે સ્વપ્ન દીઠું છે તેનુંજ કાં તો આ ફળ હશે. (ધનુષ્ય સામુ જોઈને) અરે, હું આ વનમાં આવ્યા પછી ધનુષ્ય લેતો નહિ, પણ આજે પિતાજીની આજ્ઞાર્થીજ સાવિત્રીના રક્ષણ માટે સાથે લીધું; પણ તે નિષ્ફળ થયું. પિતાજીએ સાવધાન રેહેવા ભલામણ કરી હતી, પણ હું તો એવો અસાવધાન રહ્યો, કે સીમા. હે ઈશ્વર! જ્યાં મારી પ્રિયા હોય, ત્યાં તેને કુશળ રાખજે. અરે, કાંઈ બેશી રહ્યે આરો આવ્યો? ચાલ જીવ, ધીરેધીરે ચોતરફ જોઉ તો ખરો. (ફરતાં ફરતાં અને જોતાં જોતાં) અરે માલતિ, અને માધવિ! તમે તમારી પ્રિયસખીને અહીંથી જતાં જોઇ હોય, તો બતાવો. અરે આમ્ર! તૃમે સર્વે વનસ્પતિમાં શ્રેષ્ટ છો. તમે કાંઇ મારી પ્રિયાવિષે ખબર આપશો? ભાઈ ચંપક! મારાથી જે તમારી

સેવા થઈ હોય તે સામું જોઈ, મારી પ્રિયાના કાંઈ વાવડ આપશો? વહાલી બોલસરિ! તમે કાંઈ મારી પ્રિયાવિષે જાણો છો? ચંચળ ચમેલી! આજેજ તારી યોગ્યતા જોઈ આ નજીકના સહકાર સાથે સાવિત્રીએ તારો સંબંધ કર્યો છે, એવાં ઉપકારી માણસની પણ તેં સંભાળ ન રાખી? અરેરે, સંસારમાં કોઈ કોઈનું નથી; સહુ સ્વાર્થનું સગું છે. અરે અશોક! ઉત્તમ માણસનો ધર્મ છે કે પોતાની છાંયા લેનારને પોતાના જેવોજ કરવો, ત્યારે આ માણસ નિરંતર તમારીજ છાંયામાં રહેનાર છે, તેમ છતાં તમે અશોક થઈ મને સશોક રાખો છો, તે ઉચિત છે? (ચંદ્રને) હે રોહિણીરમણ ભગવાન્ ચંદ્ર! આપને સર્વજ્ઞ શંકર જેવા પણ મસ્તકઉપર ધરે છે, માટે મારી ખોવાયેલી ચંદ્રવદની વિષે શ્રીશિવજીને પુછીને મને ખબર આપશો? અથવા મારીજ ભૂલ છે. જેનો ઉપકાર કર્યો છે એવાં આ પુષ્પવૃક્ષો કાંઈ ઉત્તર નથી આપતાં, ત્યારે જે તે પ્રિયાની મુખશોભાથી નિરંતર ક્ષીણ થતો જાય છે, તે શું બતાવશે? અહો પરોપકારમાં પ્રવીણ પ્રત્યેક વનનાં પવિત્રવૃક્ષો! આપણા ઘણા દિવસના પરસ્પરના પરિચય સામું જોઈ કોઈ પવિત્ર સાવિત્રીવિષે કાંઈ ખબર આપો.

(એમ બોલતાં દૂર નીકળી જાય છે.)

**सावित्री**—(પ્રવેશ કરીને સંભ્રમથી) પ્રાણનાથ! પ્રાણનાથ! ઓ પ્રાણનાથ! (એમ કહી શોધે છે.)

**शैब्या**—પુત્રિ સાવિત્રિ! તે હમણાજ અહિં હતા.

**मालवी**—પુત્ર સત્યવાન્! તમે જેને ગોતો છો તેતો અહિંજ છે.

**अश्वपति**—ભગવતિ શૈબ્યા! પ્રિયા માલવિ! આ ઇંદ્રજાળ છે, તે વાત તમે ભુલી ગયાં?

**शैब्या अने माळवी**—(શરમથી નીચું જોઈ જાય છે.)

**सावित्री**—હા ભગવાન્ યમરાજ! શું આપેંજ મને છેતરી? મારી નજરે મારા પ્રાણનાથને આપેં છોડી મેલ્યા, અને પાછા તેના દેહને પણ આપ લેઈ ગયાં! (સ્વગત) નહિંનહિ, ધર્મરાજ કદિપણ તેમ કરેજ નહિ, હુંજ સંભ્રમથી આવતાં આ વન ચૂકી ગઈ હોઈશ. (ચોતરફ નજર કરીને પ્રકાશમાં) વન અને સ્થળ એતો આજ છે, એમાં કાંઈજ સંદેહ નથી. કારણ કે આ મારા પ્રાણનાથની ફરશી એમના વિયોગથી નિસ્તેજ થઈને અહિંજ પડી છે. (ફરશીને ઉપાડીને) પ્રિયસખિ, ફરશી! ઉત્તમ પ્રાણનાથની ભુજલતાને મળવાથી અનુપમ આનંદનો અનુભવ લેનારી તું, એકદમ કેમ એનાથી જુદી પડી ગઈ છે? અથવા શું તારી પણ મારા જેવી દશા બેઠી છે? (એટલામાં બીજી તરફ નજર કરે છે ત્યાં ધનુષ્ય દેખે છે કે તરત તેને ઉપાડીને) અરે મારા પ્રાણનાથનાં પ્રાણપ્રિય મિત્ર ધનુષ્ય! મારા પ્રાણપ્રિય કયાં છે? તારાવિના કદિ તે કયાંઈ જવાનાજ નહિ, ને તે વળી આવી અંધારી રાત્રિમાં કેમજ જાય? (સ્વગત) અરે આતો કાંઈજ બોલતું નથી. (પ્રકાશમાં) ભાઈ, તું ગુણવાન્ છતાં દીનજનને જોઈ દયા નથી કરતું તે ઉચિત નથી. (મનમાં) નહિ નહિ, મારા પ્રાણનાથના મિત્રની ટેવ એવી હોયજ નહિ. એ બોલતું નથી તેનું કારણ મેં જાણ્યું. પોતાના પ્રાણપ્રિય મિત્રના વિયોગના દુઃખથી તે મૂર્છિત થઈ ગયું છે. (પ્રકાશમાં) ધન્ય છે તને. તેં તારૂં સદ્‌વંશથી ઉત્પન્ન થવાપણું તથા ગુણવાન્‌પણું આમ થવાથી શોભાવ્યું છે. લે, હું તને પવન નાંખુ. (એમ કહી નીચે બેસી પોતાના વસ્ત્રના છેડાથી પવન

નાંખે છે, એટલામાં ફૂળની છાબડી નજરે પડે છે તેને જોઈને) બેન! તું પણ શુન્ય જેવી થઈ ગઈ છો? તું તો મારા પ્રાણનાથની ખબર આપ. અથવા 'દૈવ વિમુખ થાય ત્યારે કોઈ પણ સ્નેહી સ્નેહનો હક બજાવવા આવતુંજ નથી,' એ લોકવાણી ખોટી નથી. અરે દૈવ! કોઈભણીથી પ્રાણનાથના કુશળ સમાચાર મળશે એવી આશા રાખી બેશી રેહેવું તે ખોટું છે. હુંજ ચારે-કોર તેને ગોતું. (એમ કહી ઉભાં થતાં) અરે મારા પ્રાણનાથ સાથે મારો ઉત્સાહપણ ગયો જણાય છે. તે સમયે યમરાજ સાથે આકાશમાર્ગે જતાં મુને કાંઈજ અડચણ ન હતી, અને આ સમયે તો પૃથ્વીઉપર પણ એક પગલું ભરવું તે મુને ભય ભરેલું છે. ઓ પ્રાણનાથ! ઓ જીવિતવલ્લભ! ઓ દયાસમુદ્ર! આપ આ નિર્જનવનમાં મુને એકલી મેલી કયાં સંતાઈ ગયા છો? મેં વનમાં આવવા સવારે ઘણો આગ્રહ કર્યો, તેથી વનમાં કેવો ભય થાય છે, તે મને અનુભવાવવા આપ સંતાઈ ગયા હો, તો તે ભયનો મને સંપૂર્ણ અનુભવ થયો, હવે કૃપા કરી દર્શન દ્યો. (એકવડ સામું જોઈને) ઓ પેલા દૂરના વડમાં કાંઈ ધોળુંધોળું લાગે છે, ત્યાં આર્યપુત્ર છપાણા હશે.. ચાલ જોઉં તો ખરી. (એમ કહી ત્યાં જઈ જોઈ નિસાસાસહિત) હા દૈવ! મારી આશા નિષ્ફળ થઈ. આ વડના ધોળા થડઉપરથી હું છેતરાણી.

**શૈબ્યા**—માલવિ! આ ઈંદ્રજાળ છે, એમ બધાં કેહે છે, તોપણ સાવિત્રીનું એકેકું વચન સાંભળી મારૂં હૃદય વીંધાઈ જાય છે, આંખ્યે અંધારાં આવે છે; અને જીવ ઊંડોઊંડો ઉતરતો જાય છે.

**માલવી**—દેવિ શૈબ્યા! આપ જેમ કહોછો તેમજ મને પણ થાય છે.

**अश्वपति**—આર્યરાજર્ષિ! મહાનુભાવ ગૌતમ મુનિની વિદ્યાનો ચમત્કાર અલૌકિક છે. અતિ ધીરજવાન્‌ની પણ પરીક્ષા લેવી હોય તો આ વિદ્યા કસોટીરૂપ છે.

**द्युमत्सेन**—પ્રિયમિત્ર! આપનું કેહેવું યથાર્થ છે.

**सावित्री**—(સ્વગત) શો દૈવી કોપ! કેવી કેવી આજીજીઓ કરી યમરાજ પાસેથી મેં મારા પ્રાણનાથને છોડાવ્યા, તોપણ મારાં મંદભાગ્યથી મારૂં જીવિતસર્વસ્વ તે કોણ જાણે ક્યાં જતા રહ્યા!

(ચારેકોર સંભ્રમથી ફરી પ્રકાશમાં.)

(शार्दूलविक्रीडित.)

જોયાં કોઠકદંબ કેસરતરૂ આંબા અને આંબલી,
જોઈ જંબુલતા શિરીષતરૂની ધાટીઘટા મેં વળી;
જોયા શાલ અશોક ને બકુલને પુન્નાગને સાગને,
હા હા ક્યાંઈ ન કોઈની પણ તળે દીઠા મહાભાગને!

હું ફરીફરીને જોઈ આવી, પણ ક્યાંય મારા પ્રાણનાથનાં દર્શન થયાં નહિ. આથી મારૂં પાપી અંતઃકરણ જે આ સમયે એ આર્યપુત્રવિષે સંકલ્પ કરે છે, તે સંકલ્પ જો મારાં હીન ભાગ્યથી સાચો પડે, તો સંસાર અસાર થયો, જગત્ જંગલ થયું, જન્મ નિષ્ફળ થયો, જીવિતનું હવે પ્રયોજન નથી, વિદ્યાનો હવે આધાર નથી, ગુણનો હવે જોનાર નથી, હા સત્ય! તારૂં ઉત્તમ સ્થળ નાશ થયું, હા દૈવી દયા! તું નિરાધાર છો, હા શૌર્ય! તું હણાયું. અરે માતા માલવિ! અરે પવિત્ર પિતા અશ્વપતિ! આ આપની અપરાધી પુત્રી સાવિત્રી આ અસાર સંસારનો ત્યાગ કરતાં ઈશ્વરપાસે એટલુંજ માગે છે, કે ફરીથી જો મનુષ્યજન્મ આવે તો આપથીજ આવે અને તેજ

સાસુસસરાની સેવા કરનારી થાઊં. મારાં માયાળુ માતાપિતા માલતી અને માધવીને જોઈ મારો શોક શમાવશો, પણ મારાં અપંગ માતાપિતા મહારાજ દ્યુમત્સેન અને શૈબ્યાની શી દશા, શી ગતિ, અને શો આધાર! અરે હાય હાય! હે દેવ! અમારા અપરાધો સામું ન જોતાં તેની રક્ષા કરજો. (એમ કેહેતાં કેહેતાં મૂર્છિત થઈ પડી જાય છે.)

**सत्यवान्**—(પ્રવેશ કરી નિશ્વાસસહિત) હા દૈવ! સર્વ વનોમાં આથડી આથડીને હું છેક થાકી ગયો, પણ ક્યાંઈ મારી પ્રાણ-પ્રિયાનાં પગલાં પણ દેખવામાં આવ્યા નહિં. (ચારેકોર જોઈને) જે વનમાં મારી પ્રિયા સાથે ફૂલફળ લીધાં હતાં, તેજ આ વન છે, કારણ કે આ મારી ફરશી, આ મારૂં ધનુષ્ય, અને આ મારી ફૂલની છાબડી; એ બધાં મેં જ્યાં મેલ્યાં હતાં ત્યાંનાં ત્યાંજ છે, પણ એક મારૂં હૃદયસર્વસ્વ પવિત્ર પ્રાણપ્રિયા જ્યાં હતાં ત્યાં નથી. એ પવિત્ર પ્રિયામાં જ્યાંસુધી પ્રાણ હોય, ત્યાં સુધી તે આટલી બધીવાર મારાથી જુદાં નજ રહી શકે. આ ઉપરથીજ સિદ્ધ થાય છે, કે તેના પ્રાણ કોઈ ઘાતકી પશુએ લીધા હશે. મારાં મંદભાગ્ય પ્રમાણે તેમજ થવું જોઈએ. અરે મુને મારાવિષે કાંઈજ ચિંતા નથી, પણ મારાં માતાપિતાની આ વાત સાંભળી કેવી દશા થશે, એ મોટો ભય છે. અરે પ્રાણપ્રિયા! જો તમે પરલોકનોજ વાસ કર્યો હોય, તો પવિત્ર પાતિવ્રત્યનો અસ્ત થયો, સ્ત્રીધર્મ અંતર્ધ્યાન થયો, સુશીલતા લીન થઈ, સરલતા દીન થઈ, અને કરૂણા બળહીન થઈ. તમારી વિદ્યા, તમારો પતિપ્રેમ, તમારી ગુરૂભક્તિ, તમારી નમ્રતા, ઇત્યાદિ જે જન્મથીજ તમારી સાથે રહેલાં તે કોને સોપ્યાં?

અથવા શું સાથેજ લઈ જાઓછો? પ્રિયા! સત્યવાન્‌ને હવે જીવવાનું પ્રયોજન નથી, સત્યવાન્‌ને હવે સંસાર શુન્ય છે, સત્યવાન્‌ને હવે સુખની આશા નથી. પ્રિયા! તમે મનમાં એમ નહિં લાવશો, કે હું ખોટું પ્રિય બોલું છું. તમે મારા પ્રાણનું સર્વસ્વ જે સમયથી અદશ્ય થયાં છો, તેજ ક્ષણેથી તમારી પછવાડે આવવા મારા પ્રાણ ઉતાવળા થાય છે; પણ માત્ર આપણાં અપંગ માતાપિતાની શી દશા થશે, એની કોણ સેવા કરશે, અને એની કોણ આસનાવાસના કરશે, એમ વિચારી ધીરજરૂપી ભોગળને આડી દઈ તેને કંઠદ્વારથી બહાર જવા દેતો નથી; પણ હું તમવિના આશ્રમમાં જઈ માતાપિતાને શું મોઢું દેખાડું? માયાળુ માતા માલવી અને પવિત્ર પિતા અશ્વપતિની હું શું આશ્વાસના કરૂં? આથી એજ સારૂં છે, કે મરણથી પણ અધિક દુઃખો પ્રતિક્ષણે ભોગવવા કરતાં પ્રાણનેજ જવા દેવા. (પ્રાણને સંબોધે છે) ઓ મારા પ્રિયપ્રાણો! હું તમને પ્રણામ કરૂં છું અને રજા આપું છું, કે તમે મારી પરમપ્રિયા પવિત્ર સાવિત્રી સાથે ખુશીથી જાઓ, જેમ વિલંબ ન થાય તેમ જાઓ. મારાં પવિત્ર માતાપિતાને તેમજ તેનાં રૂપાંતર ગણી મારી પ્રિયાનાં માતાપિતાને હવે છેલા પ્રણામ કરૂં છું.

(એમ કહી પડી જાય છે.)

**द्युमत्सेन अश्वपति शैब्या अने मालवी**—(સર્વે મૂર્છિત થઈ પડી જાય છે.)

**धौम्य**—(સર્વને શુદ્ધિમાં લાવે છે.)

**सावित्री**—(જાગૃત થઈ એકદમ ઉઠીને)અરે કોણ? મારા પ્રાણનાથ!? અરે પ્રાણનાથનોજ ગંભીર શબ્દ સાંભળ્યો. હમણાં તેઓ કાંઈ

બોલતા હતા એવું મેં સાંભળ્યું હતું. મારે માટે જે એણે વિલાપ કર્યા તેથી લાગે છે કે આ આંબાના ઝાડ નીચે મૂર્છિત થઈ પડી ગયા હશે. પણ મારાં મંદભાગ્ય પ્રમાણે એ વાત અસંભવિત છે, અથવા ત્યાં જઈ જોઉં તો ખરી. (એમ કહી આંબા નીચે જાય છે અને પૃથ્વીપર મૂર્છિત થઈ પડેલા પોતાના પ્રાણનાથ સત્યવાન્‌ને ત્વરાથી પોતાના ખોળામાં લઈ વસ્ત્રના છેડાથી પવન નાંખે છે અને તેની મૂર્છા ઉતરે છે.

**सत्यवान्**—(થોડીવારે) અરે શું હું જાગું છું કે સ્વપ્ન છે? પ્રિયા, પ્રિયા, સાવિત્રિ! સાવિત્રિ!

**सावित्री**—આજ્ઞા પ્રાણનાથ!

**सत्यवान्**—અરે, શું તમે અહિંજ છો?

**सावित्री**—હા પ્રાણનાથ, હું અહિંજ છું.

**सत्यवान्**—ત્યારે હું જે સમયે સુતો હતો તે સમયે કોઈ પુરૂષ મને બાંધીને લઈ જતો હતો તેવિષે તમે કાંઈ જાણો છો?

**सावित्री**—(સ્વગત) આ સમયે એ વાત કાઢવી સારી નથી. (પ્રકાશમાં) પ્રાણનાથ! આપને સ્વપ્ન થયું હશે.

**सत्यवान्**—ત્યારે હું જાગૃત થયો ત્યાં તમે ન હતાં ને ચારેકોર તમને ગોતતો હતો તેવિષે કાંઈ જાણો છો?

**सावित्री**—એપણ આપને સ્વપ્ન થયું જણાય છે.

**शैब्या**—ધન્ય, સાવિત્રિ! (માલવીને) સખિ માલવિ! સાવિત્રીના મનમાં એમ, કે આ સમયે તે બધી વાત ખરી છે એમ કહીશ ને તેને વધારે ભય થવાથી વશમું લાગશે તો? માટે તે સઘળું સ્વપ્ન ઠરાવી દીધું.

**मालवी**—એ એણે બહુ ઉત્તમ કામ કર્યું.

**सत्यवान्**—પ્રિયા! ચાલો હવે આપણે આશ્રમે જઈએ.

**सावित्री**—પ્રાણનાથ! આપનું શરીર અતિ અશક્ત થઈ ગયું છે, માટે ઈચ્છા હોય તો કેટલાંક લાંકડાં એકઠાં કરી તમને તાપ કરી આપું. આજની રાત્રિ અહિંજ નિર્ગમન કરી સવારે આપણે આશ્રમેં જઈએ.

**शैब्या अने मालवी**—પુત્રિ! બહુ સારો વિચાર ધાર્યો, તેમજ ઘટે છે.

**सत्यवान्**—પ્રિયા! મુને આજે કાંઈ જુદાજ પ્રકારની નિદ્રા આવી હતી, જેથી મારી શક્તિમાં પણ ફેરફાર થઈ ગયો છે, અને તેથીજ આટલી રાત્રિ ગઈ. આપણાં માતાપિતાએ આપણને કહ્યું હતું, કે 'તમે સૂર્યાસ્ત થયા સુધી નહિ આવો તો અમારા પ્રાણ રેહેવાના નથી,' તે તમને સાંભરે છે?

**सावित्री**—હા પ્રાણનાથ! એ વાત તો ખરી, પણ આપના શરીરમાં શક્તિ નથી, માટે પ્રાર્થના કરૂં છું.

**सत्यवान्**—પ્રિયા! આપણ બેમાં પ્રાણ છે ત્યાં સુધી તો આશ્રમે ગયાવિના રહેવું નહિં. આપણને વિલંબ થવાથી તેમનાં શરીરને કાંઇ થાય તો પછી આપણે જીવવાનું શું પ્રયોજન છે? અરે મને મોટો ભય થાય છે, કે જે માયાળુ માતાપિતા એક ક્ષણ મારાથી જુદાં પડ્યે જળવિના મત્સ્યની પેઠે ફડફડે છે, તે માતાપિતા આટલી આટલી રાત્રિ ગયા સુધી આપણે હાજર ન થવાથી કઈ દશાને પામ્યાં હશે? (એમ કહી આંખમાં આસુ આવી જવાથી બોલતા બંધ થઈ જાય છે.)

**सावित्री**—પ્રાણનાથ! એ સર્વ ઈશ્વરકૃપાથી કુશળજ હશે, આપ કાંઈજ ચિંતા ન કરો. આપને જો આ સમયેજ ત્યાં જવા

ઈચ્છા છે, તો મારા ખભાઉપર બેસો, હમણાં ત્યાં પોચી જશું.

**सत्यवान्**—નહિ નહિ, પ્રિયા! હું તમારો હાથ ઝાલીને ચાલી શકીશ; ફૂલની છાબડી આ કદંબની ડાળે બાંધી દો અને મારૂં ધનુષ્ય, ભાથો અને ફરશી તમે લેઈ લ્યો.

**सावित्री**—જેવી પ્રાણનાથની આજ્ઞા. (ઉભાં થઈને તેમ કરે છે.)

**सत्यवान्**—(ઉભા થઈ સાવિત્રીના ગળામાં હાથ નાંખે છે.)

**सावित्री**—ધનુષ્ય અને ભાથો બાંધી લેઈ એક હાથમાં ફરશી ઝાલી બીજે હાથે સત્યવાન્‌ને તે પડી જશે તો? એવા ભયથી બાથ ભરી ચાલવા માંડે છે.)

**सत्यवान्**—પ્રિયા! જુઓ, એ-દૂર ખાખરાનું ઝાડ દેખાય છે, તેની જમણી કોરે આપણા આશ્રમે જવાનો માગ છે.

**सावित्री**—બહુ સારૂં, પ્રાણનાથ! આપની આજ્ઞાપ્રમાણેજ હું ચાલી આવીશ. (એમ કહેતાં કહેતાં નીકળી જાય છે).

---

**द्युमत्सेन**—પ્રિયસખે અશ્વપતિ! આપણાં એવાં ભાગ્ય કયાંથી હોય, કે આ ઈંદ્રજાળમાં જોયેલો સર્વ ખેલ ખરોજ થાય.

**गौतम**—આર્યરાજર્ષિ! આ ઈંદ્રજાળ બીજી ઈંદ્રજાળ જેવી નહિ પણ ખરીજ જાણવી. તેનું પ્રત્યક્ષ પ્રમાણ તમારી નેત્ર પ્રાપ્તિજ છે, કે જે પવિત્ર પુત્રી સાવિત્રીએ યમરાજપાસે પ્રથમ વરદાનમાં માગેલ છે. તેથી વધારે પ્રમાણ જોતું હોય તો હમણાંજ વન-માંથી ચાલ્યાં આવતાં આ પુત્ર સત્યવાન્ અને પુત્રી સાવિ[illegible] કહી આપશે. (એમ કહે છે એટલામાં સત્યવાન્ અને સા[illegible] પ્રવેશ કરે છે અને પોતાનાં માતાપિતાને પ્રણામ કરે છે ને તેના ખોળામાં બેસારે છે.)

**सत्यवान्**—(અશ્વપતિને જોઈને) અરે! આર્ય મહારાજા પણ અહિં પધાર્યા છે શું? (એમ કહી તેને પ્રણામ કરે છે.)

**सर्वे**—(પરમાનંદમાં મગ્ન થાય છે.)

**द्युमत्सेन**—આજની ઉદાસીની અને આનન્દની કાંઈ સીમાજ રહી નથી. મુને જે સમયે અંધાપો આવ્યો અને જે સમયે હું પદભ્રષ્ટ થયો તે સમયે મારા પરમપ્રિય પ્રધાન નીતિવલ્લભ, કે જે ઘણાજ દીલગીર થયા હતા અને જેને મારા પરમમિત્ર ગણી મારા દુષ્ટ શત્રુઓએ કેદ કર્યા છે, તેનું મને આ સમયે સ્મરણ થાય છે, કે તે મને આવાં સુખમાં જોઈ કેટલા હર્ષિત થાય! હે પરમેશ્વર! આપ એ ભલા પ્રધાનનો ઉદય કરજો.

**नीतिवल्लभ**—(પ્રવેશ કરીને) 'ભલું કરનારનું ભલુંજ થાય છે' એ વાત કાંઈ ખોટી નથી. અતિ ધર્મીષ્ટ મહારાજ દ્યુમત્સેનની અલૌકિક ભલાઈપ્રમાણે ઈશ્વરે તેને પાછો સમય આપ્યો છે અને તે દુષ્ટો પોતપોતાના પાપથી નાશ થયા છે. મુને પ્રીતિવાળી પ્રજાએ તે કારાગ્રહમાંથી છોડી મહારાજ દ્યુમત્સેનને તેડવા માટે પ્રેરણા કરી તે સમયને આશરે બે પ્રહર થયા. આ ઘોડાના વેગપ્રમાણે મુને લાગે છે, કે હું એ મહારાજના તપોવનને લગભગ છું. રથ ભલે અહીંજ રહ્યો. જોઉં તો ખરો કે તે કેનો આશ્રમ છે. (એમ કહી પોતે આગળ ચાલે છે ત્યાં મહારાજ દ્યુમત્સેનને જોઈને) અરે, મહારાજા તો અહિંજ છે. (એમ કહી પાસે જાય છે અને મળે છે.)

**सेन**—શી ઈશ્વરની કૃપાની ચમત્કૃતિ છે!! એક ઘડીની ૧ગાઉ આપણે કેવા દુઃખમાં નિમગ્ન હતા અને આ સમયે ઉત્તરોત્તર આનંદપરંપરા પ્રાપ્ત થતી આવે છે!!

**अश्वपति**—એ આપના પુણ્યનોજ પ્રતાપ છે.

**नीतिवल्लभ**—મહારાજ! મને આપથી જુદે પડચે આજે વીશ વર્ષ થયાં તેથી આપની સ્થિતિસંબંધી હું કાંઈપણ જાણતો નથી, તે જાણવા તથા આ મહાભાગના પ્રતાપની છાયાથી કયા દેશની પ્રજા નિસ્તાપ છે, તે જાણવા પણ મારૂં મન અત્યંત ઉતાવળું થાય છે.

**द्युमत्सेन**—પ્રિયસખે! ઈશ્વર કૃપાથી અમારી સ્થિતિ સારી છે, પણ આ એક વર્ષથી તો અમારા આનંદનો પારજ નથી, કારણ કે આ મહારાજા અશ્વપતિ—

**नीतिवल्लभ**—અરે શું! આજ મહારાજા અશ્વપતિ? ત્યારે તો ક્ષમા કરશો, મારાથી અવિવેક થયો છે. (એમ કહી પગમાં પડે છે).

**अश्वपति**—નહિ નહિ, પ્રિયમિત્ર! એમાં અવિવેક શો છે?

**नीतिवल्लभ**—અવિવેક એજ કે આપ અમારા અન્નદાતાનું રૂપાંતર છો, માટે તેમની સાથેજ આપને પ્રણામ કરવા ઘટે.

**अश्वपति**—નહિ, કંઈ ચિંતા નહિ.

**द्युमत्सेन**—એમણે પોતાની પવિત્રપુત્રી સાવિત્રીનો સ્વયંવર પુત્ર સત્યવાન્ સાથે કર્યો છે.

**नीतिवल्लभ**—મહારાજ! આ વાત સાંભળી હું ઘણોજ પ્રસન્ન થયો, કે આપ બેય મૈત્રીના પ્રેમથી તો બંધાયેલ હતાજ, પણ આ નિકટના સંબંધથી હવે બંધાયા છો.

**द्युमत्सेन**—ત્યાર પછી પ્રતિદિવસ પુત્રી સાવિત્રીનાં પવિત્ર ચરિત્રથી અમારા સુખમાં વધારો થતો ગયો. આજ સવાર પછી ઉદ્વેગ, ચિંતા અને સંતાપની સીમાજ ન હતી, પણ તે સર્વ ઈશ્વરકૃપાથી દૂર થઈ પરમાનંદ પ્રાપ્ત થયો. મુને તમારૂં સ્મરણ

થયું કે 'આ સમયે મારા પ્રિયમિત્ર હોય તો તેને કેવો આનંદ થાય?' એટલામાંજ તમારૂં આવવું થયું.

**नीतिवल्लभ**—આર્ય મહારાજા! લોકમાં કેહેવત છે, કે 'દુઃખ સાથે દુઃખ અને સુખ સાથે સુખ પ્રાપ્ત થાય છે,' તેજપ્રમાણે ગઈ રાત્રિના સાયંકાળે આપના વૈરીને તેના અન્યાયો જોઈ, આપની પ્રજાએ હુમલો કરી એકદમ પદભ્રષ્ટ કરી નાખ્યો, ને મુને બંધનમાંથી છોડી તરત આપ પાસે એવું કહી મોકલ્યો છે, કે જેમ બને તેમ મહારાજા અહિં ત્વરાથી પધારે, માટે કૃપા કરી તે અનાથ પ્રજાને સનાથ કરો.

**द्युमत्सेन**—પ્રિયમિત્ર! તમારૂં કલ્યાણ થાઓ. મુને તો હવે રાજ્યલક્ષ્મીઉપર રૂચિ નથી. તમે તેનો કોઈ પુત્ર હોય તેને રાજ્ય સોંપી દ્યો.

**नीतिवल्लभ**—નહિ મહારાજ! ત્યાં પધારવું જોઈએ તે રાજ્યલક્ષ્મી માટે નહિ પણ અનાથ અને શરણાગત પ્રજાનું રક્ષણ કરવા પધારવું છે. આપનો મુખ્ય ધર્મ શરણાગતને પાળવું એ છે કે તપ કરવું એ છે? તે વિચારો.

**अश्वपति**—આર્યરાજર્ષિ! નીતિવલ્લભનું કેહેવું યથાર્થ છે.

**मालवी**—નહિ મહારાજ! નીતિવલ્લભની પ્રાર્થના આપણે માનવીજ જોઈએ.

**ऋषियो**—રાજર્ષિ! આપ વિચાર કરો કે યમરાજે સાવિત્રીને વરદાન આપ્યું છે તે કોઈ દિવસ અસત્ય થવાનું છે?

**द्युमत्सेन**—ઠીક ત્યારે, આપણે સર્વે ત્યાં જઈએ.

**अश्वपति**—તેમ કરવા હું ખુશી છું.

**नीतिवल्लभ**—એમજ ઉચિત છે, એક મારો રથ છે તથા એક

મહારાજા અશ્વપતિનો રથ છે, એમાં આપણા સર્વનો સમાવેશ થઈ રહેશે.

**द्युमत्सेन**—આ મહાત્માઓવિના હું ત્યાં આવવાનોજ નહિ.

**नीतिवल्लभ**—ત્યારે, તે સર્વને માટે ત્યાં જઈ રથ મોકલાવીશું.

**ऋषियो**—નહિ, અમારે રથની જરૂર નથી. જે સમયે રાજ્યાભિષેક કરવાનો સમય થશે તે વેળાએ અમે સર્વ હાજર થઈશું. એવિષે કાંઈજ સંદેહ ન રાખવો, હમણાં તમે પધારો.

**द्युमत्सेन, अश्वपति, शैब्या, मालवी, सावित्री, अने सत्यवान्**—(એ સર્વે અનુક્રમે પ્રણામ કરી નીકળી જાય છે.)

**ऋषियो**—ભગવાન્ ગૌતમ! આપની વિદ્યાની ચમત્કૃતિ જોઈ અમને ઘણોજ સંતોષ થયો. ચાલો હવે આપણે પ્રાતઃસ્નાન કરવા જઈએ. (એમ કહી નીકળી જાય છે.)

---

## પ્રવેશ ૪ થો.

**સ્થળ**—શાલ્વદેશની રાજધાનીનો સભામંડપ.

**राजा अश्वपति अने ऋषियोआदि सर्वे.**

**द्युमत्सेन**—(પ્રવેશ કરીને) પ્રિયેસખે અશ્વપતિ! આ મહામુનિયોએ તપોવનમાંથી પધારી આજે મારી રાજધાનીને પવિત્ર કરી છે, તેથી મુને કૃતાર્થ કર્યો છે.

**अश्वपति**—મહારાજ! આપ સત્ય કહો છો. અગણ્યપુણ્યના યોગથીજ તેવા મહાત્માઓનું દર્શન થાય છે.

**ऋषियो**—રાજા! આપ બન્ને મિત્ર ધર્માત્મા છો તેથી અમારે તમારી પાસે આવવું તે અતિઆનંદકારક થઈ પડે છે.

**द्युमत्सेन**—મારે કાંઈ આપ પાસે માગવું છે.

**धौम्य**—જે માગો તે આપવાને અમે તૈયાર છિયે.

**द्युमत्सेन**—આપેં જેમ તપોવનમાં આશ્રય આપ્યો છે તેમ અહિં પણ આપો.

**ऋषियो**—અમે તે વિષયના અજાણ્યા છિયે.

**द्युमत्सेन**—આપનું અજાણ્યું કાંઈ નથી.

**अश्वपति**—મહારાજા દ્યુમત્સેનનું કેહેવું ખરૂં છે.

**ऋषियो**—આપને શો આશ્રય આપિયે ?

**द्युमत्सेन**—આ વૃદ્ધ અવસ્થાથી રાજ્યકારભાર ઉપાડવા હું શક્તિવાન્ નથી, માટે આપેં ઉપાડી લેવો ને હું તથા પુત્ર સત્યવાન્ આપની સેવા કરશું.

**ऋषियो**—નહિ નહિ, રાજા ! એમ કદિ બનવાનુંજ નહિ.

**द्युमत्सेन**—ત્યારે હું પાછો આપની સાથે વનમાં આવવા તૈયાર છું. આપવિના કદિપણ હું અહિં રેહેવાનોજ નહિ. (એમ કહી દ્યુમત્સેન સિંહાસનઉપરથી ઉતરી પડે છે.)

**अश्वपति**—મહારાજ દ્યુમત્સેન! અને મહાનુભાવ મુનિયો ! આપનો ઉત્તમોત્તમ આ વિવાદ જોઈ હું ઘણોજ પ્રસન્ન થાઊં છું. આવો વિવાદ જોવો મુને બહુ પ્રિય છે.

**नेपथ्यमां**—કોણ મારા જેવો વિવાદ જોવામાં પ્રીતિ ધરાવનાર છે? એવો તો હુંજ જગત્પ્રસિદ્ધ છું.

**अश्वपति**—(આશ્ચર્ય પામીને) શું દયાળુ નારદજીના જેવો શબ્દ સંભળાય છે? (એમ કહી ચારેકોરે જુવે છે, એટલામાં).

**नारदजी**—(આકાશમાંથી ઉતરે છે.)

**सर्वे**—(તેને પ્રણામ કરી સિંહાસન ઉપર બેસાડે છે.)

**नारदजी**—(સિંહાસનઉપર ઉભા થઈને) મહારાજા દ્યુમત્સેન,

મહારાજા અશ્વપતિ અને પ્રત્યેક ઋષિજનો! જો કે હું તો વિવાદ વધે તે જોવાને પ્રસન્ન છું, તોપણ તમારો વિવાદ હુંજ શમાવું છું. મહારાજા દ્યુમત્સેન જ્યાંસુધી આ રાજધાનીમાં રહે ત્યાંસુધી તેની સાથે તમોએ અહિંજ રેહેવું. મહારાજ અશ્વપતિએ પોતાના પુત્રો રાજ્યયોગ્ય થાય ત્યાંસુધી પોતાના રાજ્યમાં રહેવું. ત્યાર પછી મહારાજ દ્યુમત્સેન પુત્ર સત્યવાન્‌ને રાજ્ય સોપી વનમાં આવશે તેમજ મહારાજ અશ્વપતિ પણ પોતાના પુત્રને રાજ્ય સોંપી વનમાં આવશે.

**ऋषियो**—જેવી આપ દેવર્ષિની આજ્ઞા.

**द्युमत्सेन अने अश्वपति**—(નારદજીને) કૃપાળુ મુનિરાજ! આપેં ઘણીજ કૃપા કરી.

**नारदजी**—હું પુત્રી સાવિત્રીને મળવાજ આવ્યો છું. આજે યમરાજે સભામાં વાત કરી કે 'એક સાવિત્રી નામની રાજકન્યાએ પોતાના પતિને મારા પાશમાંથી છોડાવ્યો અને મારી તરફથી ચ્યાર વરદાન લીધાં તેથી હું તો આશ્ચર્ય પામી ગયો છું.' એ સાંભળતાંજ મુને સ્મરણ આવ્યું, કે તેતો તેજ મારી પ્રિયપુત્રી, કે જેને મેં વર્ષ એક અગાઉથીજ વ્રત બતાવ્યું છે.

**सावित्री अने सत्यवान्**—(આવીને પગમાં પડે છે.)

**नारदजी**—સદૈવ ચિરંજીવ રહો અને ઉત્તમ ધર્મ પાળી અત્યંત સુખ ભોગવો. (એમ કેહેતાં બેયને ઉઠાડીને) પુત્રિ! સાવિત્રિ! હવે તમારૂં હું શું પ્રિય કરૂં?

**सावित्री**—કૃપાળુ મુનિરાજ! આપની કૃપાથી મારાં અપંગ માતાપિતાને નેત્ર પ્રાપ્તિ થઈ, પાછું તેને તેનું રાજ્ય મળ્યું, મારા માતાપિતાને પ્રજાનું સુખ પ્રાપ્ત થશે, તેમજ મારા પ્રાણનાથને

ચારસો વર્ષનું આયુષ્ય મળ્યું, અને તેને પણ સો પુત્ર પ્રાપ્ત થશે, ઈત્યાદિ સર્વે મારા મનોરથ સિદ્ધ થયા છે. તોપણ હું એટલું માગું છું, કે પૃથ્વીમાં વરસાદ ઘણા થાઓ, અન્ન ઘણાં નીપજો, રાજા પ્રજાને પ્રીતિથી પાળો, અને પ્રજા તેને પિતાતુલ્ય ગણો. વળી જગત્માં કવિરત્નોની પરીક્ષા કરનારા રાજાઓની વૃદ્ધિ થાઓ, કવિયો સત્કવિતાની રચનામાં તત્પર રહો, સત્કવિતાઓ, સ્ત્રીધર્મબોધક થાઓ, અને કુલીન પવિત્ર સ્ત્રિયો પોતાના ધર્મપ્રમાણે વર્તી નિરૂપમ સુખને પાત્ર થાઓ.

**નારદજી**—પુત્રિ! સર્વ તમારી ઈચ્છા ઈશ્વર પૂર્ણ કરશે. અને તમારો યશ વધશે. (એમ કહી આકાશમાર્ગે અંતર્ધ્યાન થઈ જાય છે.)

**સર્વે**—(તે તરફ એકદૃષ્ટિથી જોઈ રહી, થોડીવારે પ્રાર્થના કરે છે.)

**(પદ).**

(નાથ કૈસે ગજકો બંધ છોડાઓ.—એ પ્રમાણે.)

પ્રણતપ્રતિપાળ અરજ એ અમારી,
થાય સદ્ગુણી સહુ નરનારી. પ્રણત. ટેક
ધર્મ પરસ્પર પ્રેમથી પાળે, વાત વિરૂદ્ધ વિસારી;
સત્ય સદાચારને પંથ ચાલી, દે દુઃખ સર્વ નિવારી. પ્રણત.
દાન દયાદિકમાં ધ્યાન રાખી, કીર્તિ કરેથી વધારી;
નિઃસાર સંસારનો સાર સમજી, આપે ઉભય કુળ તારી. પ્ર.
દુર્લભ જન્મ સફળ કરવાનું, અંતરમાંહિ ઉતારી;
ઐહિકને આમુષ્મિક સુખકર, સાધન શોધે વિચારી. પ્રણત

(નેપથ્ય પડે છે.)

